# મુક્તમાળા.

આ ગ્રંથ

લક્ષ્મણ મોરેશ્વર શાસ્ત્રી હળબે

એમણે

મરાઠી ભાષામાં

રચીને તયાર કરેલો

તેનું

ગુજરાતી ભાષાન્તર

અમદાવાદના શાસ્ત્રી વૃજલાલ કાળિદાસ પાંસે

કરાવી

મુંબઈ મધ્યે

ઈંદુ પ્રકાશ છાપખાનામાં છપાવ્યો.

સન ૧૮૬૮.

સંવત ૧૯૨૪.

કિંમત ૧૮—

# ધી આનરેબલ શેઠ
# મંગળદાસ નથુભાઈ.

મુંબઈની લેજિસલેટીવ કૌન્સીલના મેમ્બર,

તથા

મુંબઈ આસોશીએશનના પ્રેસિડેંટ

ઇત્યાદિ, ઇ૦

એઓને

આ મુક્તમાળાનું ગુજરાતી ભાષાન્તર,

એમના

સ્વદેશપ્રીતિ, તથા દેશના સુધારામાં આગેવાનીને સારૂ

પરમાદરથી

લક્ષ્મણ મોરેશ્વર શાસ્ત્રી હલબે

એણે

અર્પણ કર્યું છે.

# મુળગ્રંથની પેહેલી આવૃતિની પ્રસ્તાવના.

આપણા દેશમાં ઇંગ્રેજી રાજ્ય થયું ત્યારથી અનેક ઉપયોગી વિષય ઉપર ગ્રંથ મરેઠીમાં થવા લાગ્યા અને લોકોમાં વિદ્યાનો પ્રસાર પણ થવા માંડ્યો. આવાં રૂડાં કામમાં સરકારે પોતાનો હાથ મોકળો મુક્યાથી તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ છે. અગાઉ આપણા લોકોમાં મરાઠી ભાષા શીખવી એ મશ્કેરી જેવું લાગતું હતું પરંતુ હાલ એ ભાષા શીખીને તેમા ગ્રંથ લખવા એ સાધારણ કામ છે એમ નથી એવી ઘણાએકની ખાત્રી થઈ છે ત્યારે આપણા લોકોમાં સ્વભાષામાં પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચવાની જેટલી મીઠાશ લાગવી જોઈયે તેટલી હજીસુધી લાગી નથી એવું મને લાગેછે માટે લોકોમાં સ્વભાષામાં પુસ્તકો વિગેરે વાચવાની મિઠાસ લાગે એવા હેતુથી યથામતિએ આ ગ્રંથ તયાર કરયો છે. એમાનો વિષય નીતિ તથા ઉપદેશ ઉપરનો છે તેથી તે વાંચતાં મનને આનંદ ઉપજ્ન કરનારો થઈ પડશે. માટે સઘળા વિદ્વજ્જનને મારી એટલીજ પ્રાર્થના છે કે આ ગ્રંથમાં જે કાંઈ ભુલ પડેલી માલમ પડે તો તે માફ કરી પોતાનો ઉદાર આશ્રય આપવો.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પેહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં આપણા લોકોમાં સ્વદેશીય ભાષામાં પુસ્તકો વાંચવાની જેટલી મિઠાશ લાગવી જોઈએ તેટલી આદ્યાપિ લાગી નથી એમ લખ્યું હતું. પરંતુ તે કાલમાં અને હાલમાં ઘણોજ ફેર પડયો છે એવું આ નાહાના પુસ્તકની પેહેલી આવૃત્તિ થોડી મુદતમાં ખપીજવા ઉપરથી તથા બીજાં કેટલાંએક કારણ ઉપરથી સિદ્ધ થયું તેથી મનને ઉત્તેજન મળી આ બીજી આવૃત્તિમાં કેટલેએક ઠેકાણે ઘણોજ ફેર ફાર કરયોછે અને આશરે છઠ્ઠો ભાગ તમામ નવો નાંખ્યો છે એવું વાંચનારના જોવામાં આવશે. માટે આ આવૃત્તિને પણ વિદ્વજજનોના માન આપવાથી સહજ એવાં બીજા પુસ્તકો લખવાની ઉમેદ થશે.

લક્ષ્મણ મોરેશ્વર શાસ્ત્રી.

તા.૧૦ મી ફેબ્રુઆરી, ૧૮૬૬.

# અનુક્રમણિકા.

—o)—

ભાગ ૧.

પૃષ્ટ ૧ થી ૧૫ સુધી.

ઋતુવર્ણન. ભદ્રસેનરાજાના વડા છોકરા ભયાનકનું વર્ણન. તે ગાદિ ઉપર બેસતાંવાંતજ એના દુષ્ટ મંત્રીની યોજના. એની દુષ્ટ કારકીર્દી. બીજી પ્રધાન ધનશંકરનું વર્ણન. ભયાનકના મંત્રીઓના પૈસો વધારવા વિષયે નરેહ નરેહવાર વિચાર.

---

ભાગ ૨.

પૃષ્ટ ૧૫ થી ૨૮ સુધી.

ઋતુવર્ણન. ધનશંકરના સસરા શાંતવર્માએ ઇરાવતી નામની નગરીમાં કરેલો મુક્તમાળાનો ગર્ભાધાન સંસ્કારનો સમારંભ. શાંતવર્મા, શુકબાક્ષ અને સોમદત્ત એઓનો પરસ્પર સંબંધ. ભયાનક રાજાની જુલુમી કારકીર્દી તથા તેથી માજી કારભારી અને સરદાર સુધાં તમામ જહાગીરદારોનો ગુપ્તવિચાર. રાજાનુ શીકારે જવું.

---

ભાગ ૩.

પૃષ્ટ ૨૯ થી ૫૩ સુધી.

આજી કારભારી વીગેરે લોકોનો રાજા શિકાર કરી પાછો આવતાં તેને પકડવાનો પેત. શુકલાક્ષ હજાર સ્વારોને લેઇને રાજાની મદદે ગયો તેથી બંડખોરોની હાર. બંડમાં બંદીવાનોની ચોકશી તથા તેમને શિક્ષા. આપણા પિત્રાઇની સર્વે સંપત્તિ તથા જહાગીર મેળવવી માટે તેના જમાઈ ધનશંકર તથા કન્યા મુક્તમાલા એમને મારમારવા વિષયે શુકલાક્ષનુ કારસ્તાન. ધનશંકરને જન્મ-દીપની શિક્ષા.

ભાગ ૪.

પૃષ્ટ ૫૩ થી ૮૦ સુધી.

ધરાવતીમાં વટસાવિત્રીનો સમારંભ. શુકલાક્ષનો શાંતવર્મા ઉપર પત્ર. પતી બંદખાનમા પડયો તેથી મુકતમાલાનો શોક. બંદીખાનામાં ધનશંકરના હાલ તથા શોક. રાજાના જુલમની વૃદ્ધિ તથા બંડખોરોને મુકતમાલાને મારવાસારૂ શુકલાક્ષની પંચાક્ષરી બાવા સાથે યોજના. ધરતીને બંધીખાનમાં જઇને મળવાનો મંત્ર સિદ્ધ કરી લેવાસારૂ મુકતમાળાનું ઘરમાંથી બાહાર નીકલી ગુફાં-

માં પડવું. શુકલાક્ષે ધનશંકરને બુરાડી મારયાનું વર્ણુ-
ન. મુકતમાળાનો પત્તો ન લાગ્યાથી શાંતવર્મા તથા
સોમદત્તનો શોક. તેનો શોધ કરવાસારૂ સોમદત્તનું બા-
હાર નીકલી પડવું.

---

ભાગ ૫.

પૃષ્ટ ૮૧ થી ૧૦૬ સુધી.

પંચાક્ષરી બાવાનું કપટ. મુકતમાલાને મારવાસારૂ
શુકલાક્ષનું ગુફાતરફ જવું. મુકતમાલાને રાત્રિની વખતે
શુકલાક્ષે પકડી ત્યારે તેને લાતમારીને ગુલાબસિંગે
છોડાવી પઠાણનો પોષાક પેહેરીને મુકતમાલા તથા ગુ-
લાબસિંગ એ બે જણાં સ્વાર થઇ ઉજજન તરફ જા
યછે. શુકલાક્ષ તથા શાંતવર્માનો મેળાપ. પોતાની ગુ-
જરેલી વાતનો ખેદ. શાંતવર્માને બનાવીને શુકલાક્ષનું
મુકતમાલાની શોધને સારૂ બાહાર પડવું.

---

ભાગ ૬.

પૃષ્ટ ૧૦૭ થી ૧૨૩ સુધી.

ગુલાબસિંગ તથા મુકતમાલાને પકડીને તુરંગમાં નાખવાનો પેત. મુકતમાલા તુરંગમાં પડેછે. મુકતમાલા તથા બાદશાહાની દીકરી એઓનો પરસ્પરે પ્રેમ. શુકલાક્ષ તથા બાદશાહ એઓને ફસાવીને મુકતમાલા તુરંગમાથી નાશી જાયછે. બાદશાહએ મુકતમાલાને (પઠાણને) પકડવાસારૂ સવર મોકલ્યા તેનો પ્રકાર. મુકતમાલા ન જડી તેથી સ્વારોનું પાછુ આવવું.

---

ભાગ ૭.

પૃષ્ટ ૧૨૪ થી ૧૫૭ સુધી.

મુકતમાલાને ઉજજણમાં પુત્ર થયો. ત્યાહાંના મામલતદાર ભદ્રાક્ષની મુકતમાલા ઉપર પાપવાસના. એના ભયથી તે બાહાર નીકલી પડી તે વેળા રસ્તામાં તેનો સોમદત્ત સાથે મેળાપ. તે પાછી ભદ્રાક્ષના હાથ માં આવી તેથી એની દુઃખકારક સ્થિતિ. શાંતવર્માનું તીર્થ યાત્રાએ જવું. શુકલાક્ષ અને ભદ્રાક્ષનો સમાગમ. સોમદત્તનો બંદીખાનામાં વાસ. મુકતમાલાના છોકરાનો તથા એનો વિયોગ શુકલાક્ષની અઘોર કલ્પના.

મુકતમાલાને પેટીમાં પૂરીને તેના છોકરાને પાણીમાં ડુબાડેછે. શુકલાક્ષનું કામ પુરૂ થવાથી તેનુ ઉજ્જણ જવું.

---

ભાગ ૮.

પૃષ્ટ ૧૫૩ થી ૧૮૬ સુધી.

સોમદત્તનો બંદીખાનામાંથી છુટકો. તેના જીવ ઉપર સંકટ. શુકલાક્ષનું ઈરાવતીથી રાજધાનીમાં આવવું. મુકતમાલાનો છોકરો ગુલાલસિંગની બેહેનને જડયો. સોમદત્તની તથા મુકતમાલાની મોહોટી ચમત્કારિક રીતે ભેટ.

---

ભાગ ૯.

પૃષ્ટ ૧૮૬ થી ૨૩૯ સુધી.

ક્ષિપ્રાનદીના બેટમાં મુકતમાલાનુ આવી પડવાનુ કારણ. સોમદત્તનો દુઃખદાયક ઇતિહાસ. બન્નેનુ તેમાંથી છુટવું. ઘણુ દુઃખ ભોગવ્યાપછી તેની તથા શાંતવર્માની ભેટ. પતીના સમાચાર સાંભળવાથી મુકતમાલાનો વિલાપ. મોહોટા વિલક્ષણ પ્રસંગે તેની તથા ધનશંકરની ભેટ.

ધનશંકરનો ઇતિહાસ. મુકતમાલાનો તથા તેના છોકરા-નો મેલાપ. ભયાનક પદચ્યુત થઈ વિશાલાક્ષનું ગાદી-એ બેસવું. ધનશંકરની પ્રધાનદ્વારે રાજાસાથે ભેટ. સર્વ અપરાધની ચોકશી સારૂ મોહોટી તયારી. સર્વ હકીકત વિષયે સોમદત્તાનુ સંભાષણ. અપરાધીઓને શિક્ષા.

---

# मुक्तमाला.

## भाग १

### श्लोक.

॥ जो दुष्ट भूप वळि होय प्रधान तेवो ॥
॥ ते न्याय आ जनतणो करशेज केवो ॥
॥ पोते मदांध नहि ते उपदेश माने ॥
॥ नाना मिषे नृप दमे नबळि प्रजाने ॥ १ ॥

ચોમાસાની સમાપ્તિ થયા પછી શિયાળાનો આરંભ થાયછે, ત્યારે પર્વતના શિખર ઉપર ચડીને, પ્રાતઃકાળમાં પૃથ્વી ભણી જોઇયે છિયે તો પૃથ્વી ઉપરનો ઘણો મનોરંજક ચમત્કાર નજરે પડેછે; તે એવો કે, કેટલાંએક ફૂલેલાં અને કેટલાંએક પાકવા આવેલાં જૂદા જૂદા દાણાનાં ખેતર, આંબા, નાળિયેરિયો, અને સોફળિયો ઇત્યાદિ વૃક્ષનાં વન, ફૂલવાડિયો, અને રાન એથી અધિક વળી, માર્ગોની બને બાજુના ઝાડની હારયો. ઇત્યાદિકે

કરીને જેટલો પૃથ્વીનો ભાગ આપણી નજરે પડેછે, તે જેમ સર્વ છવાઇ ગયેલો હોય, એમ દેખાયછે, તેણે કરીને પૃથ્વી ઉપર જેમ ચિત્રવિચિત્ર રંગનો એક ગાલીચોજ પાથરેલો હોય, એવો ભાસ થાયછે. બે કાંઠે ભરાઇને સાપના લીટા જેવો નદીનો પ્રવાહ ચાલેછે, તેની પણ સુંદર શોભા દેખાયછે. કેટલે એક ઠેકાણે તળાવ હોયછે, તેમાં અનેક પ્રકારના રંગનાં કમળ ફૂલેલાં હોયછે. તેથી તે બીજા સુશોભિત પદાર્થથી જોનારાના ચિત્તને અધિક આનંદ આપેછે. નગરનો તથા ગાંમડાંનો એક જૂદોજ ચમત્કાર દેખાયછે. તે એવો કે, કાંઇક ધૂમર અને સવારે ચૂલા સળગાવેલા તેથી ઉત્પન્ન થયેલો ધૂમાડો તથા ઝાડાં એટલાવડે તે માહિલી હવેલિયો અને ઘરાં ઇત્યાદિ જાણે વીટેલાં હોય એવું લાગેછે. આ પૃથ્વી ઊપરનો આનંદદાયક ચમત્કાર જોવામાટે દેવાલયોએ તથા મિનારાઓએ જાણે ઉપલી બાજુએ પોતાનાં ડોકાં કાહાડ્યાં હોય એવો ભાસ થાયછે.

જે જે વસ્તુ આપણે સૂક્ષ્મ દૃષ્ટિ વડે નિહાળીને જોઇયે છિયે તે તે વસ્તુના જૂદા જૂદા પ્રકારના ચમત્કાર દેખાયછે. લોકો આપ આપણા ઉદ્યોગમાં લાગેલા દેખાયછે. વટેમાર્ગુ લોકો, નાના પ્રકારના માર્ગોમાં થઇને જા આવ્ય કરેછે. તેમાં કેટલાએક પગે ચાલીને, કેટલાએક ઘોડા ઉપર બેશીને, કેટલાએક ગાડીમાં બેશીને, જા આવ્ય કરેછે.

ખેતીમંડા અને ગોવાળિયા પોત પોતાના બળદ અને ગોર હાકીને ગામની ચારેમરની સીમોમાં ફરેછે. કેટલાએક, દાણા, ઘાસ, લાકડાં, ભાજી પાલો ઇત્યાદિ વસ્તુઓ વેચવા ફરેછે કેટલાએક નદીઉપર અને કેટલાએક નાળાં ઉપર જાયછે. કેટલાએક અન્યોન્ય હાકો મારે છે. તેમાં અનેક પ્રકારના પંખિયોના શબ્દ મેળા થયાથી એકજ કિલકિલાટ થઇ રહેલો સંભળાયછે. જયાં જયાં નજર કરિયે ત્યાં ત્યાં એવાજ ચમત્કાર નજરે દેખાયછે. કેટલાએક ઢુંકડા, અને કેટલાએક વેગળા. જે પર્વત દેખાયછે તેણી ગમ લક્ષ દઇને જોતાં એક જુદોજ ચમત્કાર દેખાયછે. તે એવો કે, કોઇ ઠેકાણે તે પર્વતની સુંડ, આગળ આવેલી હોયછે; કોઇ ઠેકાંણે ગુંફાઓ હોયછે, કોઈ ઠેકાણે ન્હાના મ્હોટા કડા ત્રુટેલા હોયછે. કોઈ ઠેકાણે ઝાડી અને ભયંકર ઝાડી હોયછે. કહિ આછા વૃક્ષ, અને કહિ કેવળ તૃણ, અને કહિ પાહાણ- ઇત્યાદિ પ્રકારના ભવ્ય ચમત્કાર દેખાયામાં આવેછે.

સારાંશ—એ પ્રકારના અદ્ભુત ચમત્કાર વારંવાર જોયાં કરવા, કેમકે તેણે કરીને ચિતને અતિશય આનંદ થઇ જે જગનિયંતા પરમેશ્વરે આ સૃષ્ટિ ઉપજાવીને આવી દશામાં આણી તેણીમર લક્ષ લાગેછે, પછી અર્થાત્ આ-પણને આ લોકમાં અને પરલોકમાં સુખ થાયછે.

ઇશ્વરના નિયમને અનુસરીને જે લોકો નીતિથી વર્ત્તે

છે, તેમને કેટલાંય સંકટ પડે તો, તે સર્વે દૂર થઇને અંતે સુખજ થાયછે; એ વાત સ્પષ્ટ પણે ધ્યાનમાં આવવા-માટે એક ઇતિહાસ લખ્યુંછું. તે ઊપરથી ઉપલ્યો સિદ્ધાંત લોકોના મંનમાં ઉતરશે અને તેઓ પોતાની ખોટી ચાલ હશે તો સારી કરવાને ઉતાવળ કરશે એવું લાગેછે.

પ્રાચીન કાળમાં જયપુર નગરમાં ભદ્રસેન રાજા રાજ્ય કરતો હતો, તેને બે પુત્ર હતા, તેમાં મ્હોટાનું નામ ભયાનક અને ન્હાનાનું નામ વિશાલાક્ષ પાડ્યું હતું. ભયા-નકનું વય પચીસ વર્ષનું હતું. અને વિશાલાક્ષનું વય વીસ વર્ષનું હતું. ભદ્રસેને અને તેના પૂર્વજોએ પોતાના ડાહાપણના અને શૌર્યના બળથી પોતાનું રાજ્ય ઉત્તમ દશામાં આણીને વધાર્યું હતું. ડાહ્યા, નીતિમાન અને વિચારવંત એવા પુરષોને પ્રધાન અને કારભારિયોની જગા આપીને તેમનો યથાર્થ પ્રમાણે આદર સત્કાર કરતા હતા, તેથી સર્વ પ્રજા સુખી થઇને રાજાનું કલ્યાણ ચિંતવતી હતી. આસપાસના રાજાઓને જયપુરના રાજાનો મ્હોટો ડર લાગતો હતો; કારણ કે જયપુરનો રાજા નીતિમાન અને શૂરો હતો. પ્રધાનાદિક કારભારિયો પોત-પોતાના કામમાં ડાહ્યા હતા. સેનાના સરદારોની જેવી જોઇયે તેવી યોજના કરેલી હતી એ કારણથી બીજા રાજાઓના મનમાં ઇર્ષા ઉપજતી હતી. પરંતુ તેમનું કાંઈ ચાલતું નહિ.

ભયાનક કુંવર સ્વભાવથી ક્રૂર, અવિચારી, દુર્વ્યસની અને અજાણ હતો; એનો પિતા એને રાજ્યનીતિ ઇત્યાદિ વિદ્યા શીખવવા ઘણી મેહેનત કરતો હતો. પરંતુ એ કુંવર લાડકવાયો હતો તેથી એની મા એનું ઘણું ઉપરાણું લેતી હતી. એ કારણથી એ કુંવર મૂર્ખ અને સ્વેચ્છાચારી થયો. આશરે સોલ વર્ષનો થયો ત્યારથીજ તે મનમાં આવે તે પ્રમાણે આચરણ કરવા લાગ્યો. દુર્ગુણી, વ્યસની, અને વ્યભિચારી એવા જુવાનિયા પુરૂષોની તેણે સંગતિ કરવા માંડી.

પોતાનો પુત્ર એવો ફગડણ નીકળ્યો તેથી રાજાના મનમાં અત્યંત ચિંતા ઉપજવા માંડી; અને આગળ જતાં રાજ્યની કેવી અવસ્થા થશે એનો પણ તેના મનમાં પક્કો વિચાર આવ્યો. પરંતુ એ મૂર્ખ પુત્રને વિદ્વાન કરવાને રાજાનો કાંઈ પણ ઉપાય ચાલ્યો નહિ. પછી જે થનાર હશે તે થાઓ એવો મનમાં વિચાર કરતો. અંતે એ એજ ચિંતામાં મરવા પડ્યો. મરતીવેળા એણે ભયાનક કુંવરને પાસે બોલાવીને કહ્યું કે પુત્ર! તું દુરાચરણ છોડીને મેં જે સુજ્ઞ કારભારી સ્થાપેલા છે તેમના અનુમંત પ્રમાણે ચાલજે; ઇત્યાદિ અનેક પ્રકારના સદુપદેશ કર્યા.

ભદ્રસેન રાજાના મરણ પછી ભયાનક કુંવરને રાજપાટ અને શિક્કો-કટાર મળ્યો. પછી તેણે પોતાના નામ પ્રમાણે ગુણ ધારણ કરીને પોતાના પિતાએ જે સ્થાપેલા

સુજ્ઞ કારભારી હતા તેમને છ માસમાં વિદાય કરીને તેમની જગાઓ પોતાના દુષ્ટ મિત્રોને આપી. સેનાધિકારિયોનો પણ એજ પ્રમાણે ફેરફાર કરી નાખ્યો. એ વાત સાંભળીને ગામધણી, પટેલ, શેઠ, સાહુકાર ઇત્યાદિ પ્રજાને મ્હોટી ચિંતા ઉત્પન્ન થઇ. જે લોકો નીતિવંત તથા મર્યાદાવંત હતા, તેઓ વિચારવા લાગ્યા કે, આજતો આપણે કુશળ છિયે, પણ કાલે આપણી શી વલે થશે તેની ખબર નથી. ભયાનક સિંહ સ્વતંત્ર થયો અને હવે કોઈ આપણને ના કેહે એવું રહ્યું નથી એવું જોઇને તેને પેહેલાં જે લોકો ગાંઠતા ન હતા તેમને તે અત્યંત દમવા લાગ્યો. કેટલાએકને બંદિખાનામાં ઘાલ્યા, કેટલાએકને દેશ નીકાલ કસ્યા; કેટલાએકનાં ઘરબાર લુંટીને તેમને ઠાર મારચા; ત્યાર પછી તેણે પોતાના પ્રિયમિત્રમાંના ગંદાધરને મુખ્ય પ્રધાન કસ્યો. મદાંધને સેનાપતિ કસ્યો. પિંગાક્ષને ન્યાયાધીશ કસ્યો લોહાક્ષને દફ્તરદાર (લેખાધિપ) કસ્યો. અને ચક્રાક્ષને ભંડારી કસ્યો. એ વિના બીજા જે જે અધિકાર હતા તે અધિકાર પોતાના મિત્રોને આપ્યા. રાજામાં જેવાં અપલક્ષણ હતાં તેવાંજ અપલક્ષણ પ્રધાનાદિકમાં હતાં. રાજા અને પ્રધાનાદિક પાંચની એક ટોળી બાઝી. એ સર્વે સમાન વયના હતા. એમની વિદ્યા ભણી જોઇયે તો કોઇને સહિ કરતાં આવડતી અને કોઇને ન આવડતી. પણ અવિદ્યા ભણી

જોઇયે તો તેઓ તેથી પરીપૂર્ણ હતા. ગાંજો, અફીણ ઇત્યાદિ માદક પદાર્થનું ભક્ષણ કરીને રાજયમંડળી અહોરાત્ર અંધાધુંધ પણામાં રેહેતી હવી. આપણે ક્રીડા કરવાને એક નવું જળમંદિર બંધાવો એવી મહારાજાએ પ્રધાનોને આજ્ઞા કરી. પૂર્વનાં જે બે જળમંદિર છે તેમાંજ કાંઈ ફેરફાર કરીને તેઓને ઊપયોગમાં આણવા એવું બીજો પ્રધાન ધનશંકર હતો, તેણે કહ્યું. પરંતુ મુખ્ય પ્રધાન ગદાધરે એકદમ એવી આજ્ઞા કરી કે બેઉ ત્રોડીને એક ઉત્તમ પ્રકારનું જળમંદિર બાંધવું અને પાસેના ડુંગરા ઉપર તલાવના નળ બાંધી આણીને જળમંદિરની બે બાજુએ સુંદર સુશોભિત તલાવ કરાવવાં અને મંદિરની ચોમર બે ભાલા ઉંચુ પાણી ઉડે એવા કારંજા ( ફુઆરા ) કરાવવા. એ કામ એક વર્ષમાં તૈયાર થવું જોઇયે. એ પ્રમાણે બીજા પ્રધાન ધનશંકરને મુખ્ય પ્રધાન ગદાધરે આજ્ઞા કરી.

ભયાનકસિંહ અને તેની મંડળીની અપકીર્ત્તિ સર્વે દેશોમાં પસરી તેણે કરીને પરદેશના દુર્ગુણી અને દુર્વ્યસની લોકો જયપુરમાં આવી વસ્યા. નાચ, તમાસા અને બેઠકની સમાહ થવા માંડી. ભયાનકસિંહ બીજી ચાર બાયડિયો પરણ્યો, અને તરૂણ વયની આઠ વારાંગનાઓ રાખી મલ્લકુસ્તિ, ઘેટાનું યુદ્ધ, કૂકડાઓનું યુદ્ધ, ઇત્યાદિ ખેલ કરાવીને ભયાનકસિંહ સદાય જોવા બેસતો હતો. એક એક

ટોળીમાં પચીસ મલ્લ એવી મલ્લની બે ટોળિયો કરી. અને જેવી જેવી યોગ્યતા તેને તે પ્રમાણે આપવાને પાંચ રૂપિયાથીતે પચીસ રૂપિયા લગી રોજી બાંધી આપી. પછી તે પ્રતિદિન ભોજન કરયા પછી કુસ્તિ, ઘેટાનું યુદ્ધ, અને કૂકડાનું યુદ્ધ ઇત્યાદિ અનુક્રમે ખેલ કરાવીને બાર ઊપર ચાર વાગતા લગી જોવા બેસવા લાગ્યો. પછી જેના ઉપર રીઝે તેને કડાં, તોડા શાલ અથવા ઉંચાં શેલાં એ પ્રકારનો શરપાવ આપતો હતો. ત્યાર પછી આશરે વીસ મશ્કરા રાખ્યા હતા તેમની સભા ભરાતી હતી તેમાં મહારાજ પોતે પોતાનું પંચક લેઇને જોતો હતો. ત્યાં બીજો નસ રસ મુખ્યત્વે કરીને ભાષણાદિકમાં ચાલતો હતો. તે એવો કે કોઈ કોઇની નકલ કરે તેવેલે કોઈ કોઇનું મોળિયું ઊડાવે તથા એક એકનાં ઊપર એકને ધક્કેલો મારે, પછી ગંદી ગાળો અને ભાંડના જેવું ભાષણ ઇત્યાદિ જે સભામાં ચાલતું હતું તે તો અહિં લખીજણાવવા યોગ્ય નથી. આશરે છ વાગતાં એ સભાનું વેરાવું થતું હતું, ત્યાર પછી રાજાની અસ્વારી બાહાર ફરવા નીકળતી હતી. નગરમાં અહિંથી તહિં અને તહિંથી અહિં એ રીતે એક મુહૂર્ત્ત લગી ફરીને રાજમંદિરમાં આવી રાજા ભોજન કરતો હતો. તે ઠેકાણે રાજાનું મુખ્ય પંચક અને મશ્કરા તથા મલ્લોના આગેવાન પુરૂષો એ સર્વ ભોજન પંક્તિમાં

જમવા બેસતા હતા. ભોજન વેળે પણ મ્હોટું કોલાહલ થઈ રેહેતું, તે એવું કે, ઠઠ્ઠા મશ્કરિયોનાં ભાષણ ચાલતાં હતાં અને એક બીજાના ભાણામાં અન્ન ઊશેટતા હતા. એ રીતે ચાલતાં છેવટ જેમ વસંત ઋતુમાં ગુલાલનો ખેલ કરતા હોય એમ પરસ્પર અન્નનો માર ચલાવતા હતા, રાજા પોતે પેહેલ કરતો હતો. ત્યાર પછી બીજા એ ખેલની વૃદ્ધિ કરતા હતા; ભોજન કરી રહ્યા પછી કેટલાએકને સ્નાન કરવું પડતું હતું. ભોજનશાળા ઊપરના ચાકર લોકોને ભીત સુદ્ધાં ધોવું પડતું હતું.

ઊપર કહ્યા પ્રમાણે ભોજન થઈ રહ્યા પછી, અફીણ ગાંજો ઇત્યાદિક માદક વસ્તુની કેફ કરીને સર્વે પાન-સોપારી ખાતા હતા. વળતી સુમારે આઠ વાગવાનો સમય થયો એટલે લુગડાં પેહેરીને સર્વે રાજ્યમંદિરની આગળ આવતા હતા. તહિં જીન ઇત્યાદિ સામાન સજીને આશરે ચાળીસ ઘોડા સદાય ઊભા કરી મૂકાવતા હતા. તેની ઊપર બેશીને પૂર્વે કહ્યા પ્રમાણે નગર બાહેર એક કોશ ઊપર જળમંદિર કરાવેલું હતું તેણી મર અશ્વારી નીકળતી હતી. આગળ છડીદાર નકી પોકારે, રણશિંગાવાળો રણ શિંગું ફૂંકે, ઘોડા ઊપર ડંકો ઢુડુમ ઢુડુમ વાગે, એવા ઠાઠથી અશ્વારી ચાલે. હવે જળમંદિરનો ઘેરાવ આશરે દોડગાઉ હતો. તેની ચોમેર

આશરે માથોડું ઉંચાઇની ભીંત બાંધેલી હતી. તે ઉપર બે બે હાથને છેટે હાંડિયોની હારચ બાંધેલી હતી. જે અંદર જવાનો મુખ્ય દરવાજો હતો, તહિ દીવાની હાસ્યો અને મ્હોટાં કાચનાં ઝાડો લટકાવેલાં હતાં. માહેલા સૌ માર્ગમાં બેઉ બાજુએ દીવા પ્રગટેલા તથા મધ્ય ભાગે મ્હોટો બંગલો હતો તેમાં અને તેની બાજુના બેઉ તળાવોની ચોમેર સેંકડો હાંડિયો અને કાચનાં ઝાડ બાંધેલાં તેથી એક ઝગઝગાટ થઈ રહેલો હતો. નાળિયેરી, ફોફળી, સફા અને કેળચ અને તેની વચ્ચે મોગરા જાઈ જુઈ ગુલાબં ઇત્યાદિ ફૂલઝાડ અનુક્રમથી રોપેલાં હતાં તેવડે કરીને જળમંદિર સુંદર શોભતું હતું. ચારેમર મોગરા અને ગુલાબના હાર બાંધીને તે ઉપર ગુલાબ જળ 'છાંટેલું હતું તેણે કરીને જહિતહિ મધુર સુગંધ આવતો હતો. જળમંદિરની બેઉ બાજુએ જે તળાવ કહ્યાં તેની વચ્ચે સ્તંભ ઘાલીને તે ઊપર ગમે તે વેલાએ પાટિયાં પાથરીને ઉપર સભા ભરાય એવી ગોઠવણ કરી મૂકેલી હતી. તે પ્રમાણે તહિ પાટિયાં ઊપર બીછાનું પથરાવી તે ઊપર સભા ભરી એક ગમ નાચ અને એક મગ તમાસા ચાલતા હતા. અને ચારેગમના ચાર બંગલા સામા કહિ નાચ કહિ તમાસા અને કહિ ખેલ એવો રંગરાગ ચાલ્યાથી એક નાદમય થઇ રહેલું હતું. જળમંદિરની બાહેર નગરના હજારો

લોક જોવા ઊભા રહેલા હતા, તેમને જોવામાટે એ મંદીરની ચોમર નાચ તમાસા અને ખેલ એવા ચાર તકા કરી મૂક્યા હતા. તહિ પણ સંભાળ રાખીને બિછાનાં સિપાઇયો, ચાકરો ઇત્યાદિનો બંદોબસ્ત કરી મૂક્યો હતો. હજારો લોક જોવા મળતામાટે પાનસોપારી મેવામીઠાઈ ઇત્યાદિ વેચનારા તહિ દુકાનો કરી વેચવા બેઠા હતા, તેણે કરીને જેમ કોઈ મ્હોટી યાત્રા ભરાઈ હોય એવી શોભા દીસતી હતી. મહારાજ પોતાનુ પંચક લેઈ ઘડીવાર અહિ અને ઘડીવાર તહિ બેસતો હતો મહારાજ જયાં જાય ત્યાં મસ્કરા મંડળી સાથેની સાથેજ જતી હતી. મહારાજ અણસારો કરે એટલે તે વેસ્યા તેમાં-હિલા એકાદના ખોળામાં આવી બેસે, પછી અન્યોન્ય હાસ્ય વિનોદ કરતાં તે વેસ્યા તે મંડળીમાંની એકનું મોહોળિયું પોતાને માથે ઘાલી નાચે, એવું જોઇને મહારાજ પ્રસંન થાય અને તેને તુષ્ટિદાન આપે એવી રીતનો ચમત્કાર એક અઠવાડિયામાં બે દિવસ થતો હતો.

ઉપર કહેલી રીતિનો સમારંભ બાર અથવા બાર ઉપર એક વાગતા લગી ચાલતો હતો. એ સમારંભને દિવસે રાજા અને રાજ્યમંડળી રોજના કરતાં કાંઈ ઓછી કેફ કરતા હતા એ વિના બીજા દિવસોમાં ઘણી કેફ કરીને તે મંડળી સ્ત્રિયો સહિત જળક્રીડા અને નાચ ઇત્યાદિ અનેક પ્રકારના ચમત્કાર થતા હતા. દિવસે સર્વે

જણા અતિશય કેફ કરીને જે ઢીંગાઢોળી કરતા હતા તેનું આવા પ્રસિદ્ધ પુસ્તકમાં વર્ણન કરાય નહિ. વારૂ "यथा राजा तथा प्रजा" આ કેહેવત પ્રમાણે લોકોમાં પણ દુરાચરણીની વૃદ્ધિ થવા માંડી. પ્રતિદિન પ્રજામાં વ્યભિચાર, ચોરી, જુગાર ઇત્યાદિકનો અધિક અધિક પ્રસાર થતો ગયો. એ પ્રકારના જયાં રાજા પ્રધાન અને બિજા મુખ્ય કારભારિયો છે ત્યાં ન્યાય કરવાનો વિચાર કેઈ રીતિથી ચાલતો હશે એ લખીને જણવવાની જરૂર નથી.

પરંતુ તહિ "भांग्यमां तुळसी" આ ઉખાણા પ્રમાણે બીજો પ્રધાન ધનશંકર હતો, તેને આ રાજય મંડળીની ચાલ ચલણ મુદલ ગમતી નહિ, અને તે તેમાં ભળતો પણ નહિ, એવો પ્રમાણિક માણસ એવડા મ્હોટાધિકાર ઉપર કેમ ટક્યો, એવી વાંચનારાઓના અંતઃકરણામાં સહજ શંકા થશે, પરંતુ તેનું કારણ એવું છે કે, ભયાનકસિંહે પોતાના પ્રિયમિત્રોને મ્હોટા મ્હોટા અધિકાર આપ્યા, તેઓ વિદ્યાદિકમાં કેવા પ્રવીણ હતા, તે આગળ જણાવ્યુંજ છે જે વેળા એ ગદાધરને પ્રધાનપણાનાં વસ્ત્ર મળ્યાં તે વેળા તેણે પોતાને કાંઈ માહિતી નથી, અને કાંઈ આવડતું નથી, એવું સમજીને મહારાજની સિપારસ કરીને ધનશંકરનો અધિકાર કાયમ રાખ્યો હતો. ધનશંકરનું વય સુમારે

વીસ વર્ષનું હતું, પણ તે મ્હોટો બુદ્ધિમાન હતો અને એના ઘરભણીની શિક્ષા પણ એને સારી હતી તે કારણથી તે રાજ્યકીય કામમાં પ્રવીણ, નીતિમાન, દક્ષ અને સદસદ્વિચાર વાળો હતો, એ અરાડ વર્ષનો થયો એટલે એનો બાપ મરણ પામ્યો. પરંતુ એના સદ્ગુણ અને પ્રવીણતા જોઇને ભદ્રસેન રાજાએજ બીજા પ્રધાનની જગા એને મ્હોટા આનંદથી આપી હતી.

ધનશંકરનાં પૂર્વજોએ ઘણા વર્ષ લગી મ્હોટા વિશ્વાસથી અને નીતિથી સરકારી ચાકરી કરીને મ્હોટી આબરૂ અને સંપત્તિપણ મેળવેલી હતી. એણેપણ પોતાના પૂર્વજો પ્રમાણે વર્ત્તીને થોડા વયમાં તેજ પ્રકારની કીર્તિ મેળવી. પરંતુ આપણા પૂર્વજો પ્રમાણે આપણું છેવટ શું થશે એ વિષયના વિચાર તેના મનમાં વારંવાર આવવા માંડ્યા. કારણ હાલ સર્વે અધિકારિયો ખટપટી થઇ ગયા છે, એમાં આપણો નભાવ થવો ઘણો કઠિણ છે. ક્યારે કોઈ પ્રકારની આળ આપણા ઉપર આવશે તે સમજાતું નથી, માટે સમજીને પ્રથમથીજ રાજીનામું આપી નિરાંતે બેસવું એમાં આપણી આબરૂ રેહેશે, એવું તેના વિચારમાં આવવા લાગ્યું. સસરાના પત્ર ઉપરથી તેણે શુક્લાક્ષને બંદિખાનાના કામ ઉપર નિમ્યો હતો, તે કામ મળ્યાને છ મહિના તો પૂરા થયેલા નહિ એટલામાંજ તે રાજમંડળીમાં મળીને તેમના ગુણમાં સારી

રીત્યે પ્રવીણ થયો, એવું પણ તેના જોવામાં આવ્યું. પ્રજાને પીડા ન થાય અને કોઈ પ્રકારનો અન્યાય ન થાય એ વાત ઉપર એ ઘણો યત્ન કરતો હતો, પરંતુ ભયાનકસિંહનું બીહામણું રૂપ અને ગદાધરની ગદા જ્યાં પ્રગટ થઈ તહિંજ તેનો ઉપાય ચાલતો ન હતો. પરંતુ એ કામ ઉપર હતો તેથી ઘણી અવ્યવસ્થા અને અન્યાય થતા નહિ. કારણ રાજા પોતાના પ્રધાનાદિક મંડળી સહિત વિલાસમાં અને વ્યસનમાં અહોરાત્ર ગુંથઇ રહેલો તેથી તેને રાજકારભારમાં મન ઘાલવાને વેળા મળતી નહિ. પરંતુ પાછળ કહેલા કારણથી અને રાજમંડળીના અયોગ્ય આચરણથી ધનશંકરના મનમાં ઉત્તરોત્તર અધિક અધિક ત્રાસ લાગતો હતો તથાપિ નગરના અને બાહેરના સંભાવિત અને સુજ્ઞ લોકોના આગ્રહથી તેનાથી અધિકાર છોડાતો નહિ. તે લોકોના મનનો એવો અભિપ્રાય હતો કે, તેને ઠેકાણે ફુગડણ મંડળીનો કોઇક ડોહ ડાહ્યો આવશે તો સર્વ એક થઈ જવાથી અનર્થ થશે. વળી ધનશંકરના મનમાં એવુ પણ આવતુ કે, કારણવિના આપણે ચાકરી છોડીશું તો આપણું ગામ તથા ધન અડચણ થયાવિના આપણે હાથ રહેશે કે નહિ એ વાતનો ભરોસો નથી; એવા વિચારથી, તેણે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી પોતાનો ધંધો ચાલું રાખ્યો. રાજાના દુરાચરણની ઉત્તરોત્તર

સર્વ દેશોમાં અપકીર્તિ પસરી. તેણે કરીને વેશ્યા, તમાસગિર, મલ્લ, દુર્વ્યસની, લુચ્ચા, ઢુંગી ઇત્યાદિ લોકોની નગરમાં ગરદી થઈ ગઈ, ભયાનક રાજપાટે બેઠો તે વેળે કોઠારમાં પાંચ કોટી રૂપિયાની શિલીક હતી. તે સઘળા સુમારે ત્રણ વર્ષમાં પાર કર્યા. પછી પોતાના વિલાસમાં અને રંગરાગમાં પૈસાનો ટોટો પડયો, તેથી અડચણ પડવા માંડી એવું જોઇને રાજાએ ગદાધર શુકલાક્ષ ઇત્યાદિકને એ વાસ્તે શૂં કરવું એવો પ્રસ્ન કર્યો. ત્યારે ગદાધરે સેના ઓછી કરવી એવું કહ્યું. મદાંધે ધર્મખાતું ઓછું કરવાનું કહ્યું. શુક્લાક્ષે પ્રજા ઉપર કર વધારવાનું કહ્યું. લોહાક્ષે માંડલિક રાજાઓ પાસેથી કર આવેછે તે બમણો કરવો એવું કહ્યું. અને ચક્રાક્ષે સર્વ કામદારોના પગાર ઓછા કરવાનું અને કેટલા એકને છેક કાઢી મૂકવાનું કહ્યું. એવા અનેકના અનેક વિચાર સાંભળીને રાજાને મ્હોટો આનંદ થયો. અને તેમાંના ઘણાક વિચાર અમલમાં આણવાનો તેણે નિશ્ચય કર્યો.



# भाग २.

## श्लोक.

चाले सुखे जगतमां जननीति मार्गे ॥
तेने कुभूपति दमे वरते कुमार्गे ॥
त्रासी घणा जण मळीज करोविचार ॥
संपी पदच्युत करे नृपने तवार ॥१॥

વસંતઋતુને કેટલાએક દિવસ ગયા પછી વાડિયો, વન અને પર્વત ઉપરના વૃક્ષો એટલાંને નવી કૂપલો ફૂટી તેણે કરીને તેની ઘણી સુંદર શોભા દેખાવા લાગી. આંબા, ફણુસ, અંજીર, દ્રાક્ષા, ઇત્યાદિ વૃક્ષ વેલિયો ચારેમર ફળોએ કરીને લુંબાઝૂંબ થયાથી તેમની પણ એક મ્હોટી મનોરંજક રચના દેખાવા માંડી. બાગોના તથા કેટલાએકના ઘરોના ગુલાબ, મોગરા, સેવંત્રી, ચંબેલી, જાઇ ઇત્યાદિ ફૂલઝાડોને ફાલ આવ્યાથી ચારેમર મધુર સુગંધ છૂટવા લાગ્યો. કોયલ, મોર, સૂડા ઇત્યાદિ પક્ષિયોના મનોહર સ્વરે કરી આકાશ ભરાઇ ગયું. અને ઝાંઝવાંના જળને પાણી માની તે પોતાની તૃષા શાંત કરવામાટે હરણુંનાં ટોળે ટોળાં આણી મરથી પેલી મર અને પેલી મરથી આણી મર દોડા દોડ કરવા લાગ્યાં. કેટલાએક વટેમાર્ગુ

લોક તાપથી ત્રાસ પાંમીને વૃક્ષ છાયામાં મંદ અને શિતળ વાયુ ખાવા બેઠા. એજ પ્રકારે ઢોરનાં કેટલાંએક ટોળાં છાયામાં બેસેછે અને કેટલાંએક બેસવા આવેછે. એ ઋતુમાં ટાઢો પવન અને ટાઢું પાંણી ઘણું પ્યારૂં લાગે છે. અને સાંજે તથા સવારે માર્ગે ચાલવું ઘણું સુખ-દાયક થાયછે. સારાંશ કે, શીતોપચ્ચારની આ ઋતુમાં જેવી ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થાયછે તેવી બીજી ઋતુ-ઓમાં થતી નથી.

એવી રમણીય ઋતુમાં ચારે મગ અનેક સુંદર બાગો હોવાથી ઇરાવતી નગરીની અતિ આલ્હાદકારક શોભા દેખાયછે. પ્રાતઃકાળ થયાથી પક્ષિયોનો મ્હોટો કિલકિલ શબ્દ થઈ રહયોછે. લોકો પોતપોતાના ઉદ્યો-ગમાં લાગેલાછે. નગરની સ્ત્રિયો માથાં ઉપર પાણીનાં બેડાં લઈ ઇશ્વરના ગુણાનુવાદ ગાતી ગાતી પાણી ભરવા જાયછે. કેટલીએક સ્ત્રિયો વાળી ઝાડીને તે ઠામે ભાત ભાતના રંગનાં ચિત્રામણ કરેછે. કેટલાએક લોક સ્નાન સંધ્યા કરીને ઇશ્વરની પૂજા કરેછે. કેટલાએક વ્યાપારી ફળ મૂળ ભાજી પાલો ઇત્યાદિ જણશો લઈ નગરમાં પ્રવેશ કરેછે. મધ્ય ભાગમાં શાંતવર્માના ઘરમાં મ્હોટી ગડબડ ચાલીછે. એક મગ ચોઘડિયાં વાગેછે. અને બીજી મગ શરણાઇયો ઇત્યાદિ વાજિત્ર જૂદા જૂદા રાગમાં સુસ્વર કાહાડેછે. દાસિયો હલદકંકુનાં છાંટણાં છાંટેછે

માળી લોકો બાગનાં ફળ, મૂળ, શાક, ફૂલ ઇત્યાદિ જણશોનાં ડાળાં લઇને મેહેલમાં પેસેછે. મ્હોટા દિવાનખાનાના આરસા હાંડિયો, કાચનાં ઝાડ ઇત્યાદિ સામનને માજીને બિછાનાં પાથરવામાં ચાકર લોકો ગુથાયા છે. રસોઇયાને સામાન આપવા કોઠારી દોડા દોડ કરી રહ્યોછે. કારકુન લોકો કપડાંના બચકા છોડીને તેના જૂદા જૂદા વડ કરવામાં તતપર થાયછે. શાંતવર્મા દેવઘરમાં પૂજા કરેછે, તહિ ગવાઇયોનાં ગાંણાં ચાલ્યાંછે. મુક્તમાળા પોતાનું પ્રભાતકર્મ સમાપ્ત કરીને વિજળીના ઝબકારાની પેઠે અહિથી તહિ ચમકેછે. સોમદત્ત ચારે મરથી તૈયારી થઇ કે નહિ તેની ચોકશી કરેછે. ઉપાધ્યા ઇત્યાદિક બ્રાહ્મણ સંસ્કારની સામગ્રી જમાવીને તૈયારી કરવામાં લાગ્યાછે. નગરની નારિયો તથા વિદ્વાન અને સંભાવિત લોકો ઇત્યાદિક ઉત્તમ શૃંગાર સજીને હવેલીમાં જવા માટે નીકલેલાંછે. એ રીતે સર્વ લોક આનંદમાં પડવાથી ઇરાવતી નગરીમાં સુંદર શોભા થઇછે.

નગરી બાહેર પાંચ પચાસ ડેરા તાણીને અસ્વારી ઉતરેલી હતી. તહિંપણ ખિજમતદાર, સિપાઇ, અશ્વાર, ભોઇ ઇત્યાદિ ચાકર લોકોની અશ્વારીની તૈયારી કરવામાટે એકજ ગડબડ ચાલીછે. સર્વે જણ પોતપોતાના શૃંગાર સજીને સવારથી સાત વાગતાં વચલો જે કિનખાબી તંબુ હતો, તેની આગળ આવીને વ્યવસ્થા વડે

ઊભા રહ્યાછે. ભોઇયોએ પાલખી સજી આણીને ડેરા આગળ રાખીછે આફતાબગિરિવાળા અને રણશૃંગાવાળા આવીને ઊભા રહ્યાછે. એટલામાં આશ્રિત અને કારકુન સહવર્ત્તમાન વસ્ત્રાલંકારે કરી સુશોભિત અને કામદેવ જેવા સુરૂપવાન્ ધનશંકરની અસ્વારી બાહેર આવી. પછી ચોબદાર નકી પોકારતાંજ સહુકોઇયે મજરો કરયો. તે મ્હોટા હાસ્ય વદનથી લઇને ધનશંકર પાલખીમાં બેઠો. આશ્રિત ઇત્યાદિ ઘોડાઉપર બેઠા અને અસ્વારી ચાલી એટલે રણશિંગાવાળે રણશિંગું ફૂક્યું. તે સાંભળતાંજ એ જે માર્ગે થઇને જવાનો હતો તે માર્ગ ઉપર જોનારા લોકોની ભીડ થઇ. કેટલાએક ગરીબ ગરબાની સ્ત્રિયો છોકરાને કેડઉપર લઈ દોડતી દોડતી તહિં જઈ પોહોંચી. પોતાના કૃપાલુ ધણી શાંતવર્માનો જમાઈ આવેછે એમ જાણી, તેને જોવાને નગરનાં સર્વે નરનારી તે માર્ગ ઉપર ટોળે મળ્યાં હતાં, ધનશંકરની સાથે બધાં મળી દોટસોજ માણસ હતાં પણ તેઓ ઉત્તમ વસ્ત્રાલંકારે કરીને શોભતાં હતાં તેથી તેની અસ્વારી તેજસ્વી દેખાવા લાગી. જ્યારે તે વાજતાં ગાજતાં નગરમાં પેઠો ત્યારે તેનું સૌંદર્ય અને ચાતુર્ય ભરેલું સ્વરૂપ જોઈ સહુકોને મ્હોટું કૌતુક જેવું લાગ્યું ઘણીએક સ્ત્રિયો દૂખડાં લઈ આશીરવાદ શબ્દ ઉચ્ચરવા લાગી. તે ધનશંકરની નજરે પડતાંજ તેને મ્હોટો આનંદ

ઉત્પન્ન થયો. એ ઘરપાસે આવેછે એટલામાં શાંતવર્મા, સોમદત્ત ઇત્યાદિ મંડળી સહિત સામાઇયું આવ્યું અને મ્હોટા આદર સત્કારે ઘેર લઈ જઇને દિવાનખાનામાં ગાદી ઉપર બેસાર્યા. અને બીજી સર્વ મંડળીનો યથાયોગ્ય આદર સત્કાર કર્યો. ધનશંકર આગળ નાચનો આરંભ થયો, તહિં ભાતિ ભાતિનાં ભાવતાં ભોજન અને આદર સત્કારની રીતિ જોઇને સહુ જાન મંડળીને અતિશય હર્ષ થયો. આદર સત્કાર ઇત્યાદિની તજવીજ કરવામાં શુકલાક્ષ પણ હતો. શાંતવર્માનું પત્ર આવ્યાથી ધનશંકરે શુકલાક્ષને બંદિખાનાનો અધિકાર અપાવ્યો હતો, અને એ શુકલાક્ષ રાજમંડળીમાં ભળી ગયો હતો, તે પાછળ કહ્યુંછે. શાંતવર્માનો થોડો ઇતિહાસ અને શુકલાક્ષ અને સોમદત્તનો તેની સાથે સંબંધ એ વાત અવસ્ય કેહેવી જોઇયે એ માટે પેહેલી કહુંછું.

શાંતવર્માના પૂર્વજોએ ભયાનકસિંહના પૂર્વજો પાસે મ્હોટી યોગ્યતાથી અને વિશ્વાસથી ચાકરી કરીને ઇરાવતી અને તેની આસપાસનાં ગામડાં મેળવીને પંદર હજારની જાગીર અને પુષ્કળ ધન મેળવ્યું હતું. શાંતવર્માએ પણ સુમારે વીસ વર્ષ રાજસેવા ભક્તિ સહિત કરીને મ્હોટી આબરૂ મેળવી હતી. પણ પેટે સંતાન નહિં અને વયપણ ઘણું થયેલું, તેથી તેણે ચાકરી છોડીને આનંદમાં તે પોતાના નગરમાં આવીને રહ્યો હતો. તેની-

પાસે સુમારે એક કોટિ રૂપિયાની સમૃદ્ધિ હતી. એનું વય સુમારે સિત્તેર વર્ષનું થયું હતું. તે સ્વભાવથી શાંત, દયાળુ, ઉદાર, ધર્માત્મા, અને મ્હોટો સદાચરણી હતો. પોતાની દાદના લોકોનું કલ્યાણ કરવાવાસ્તે તે ઘણીજ મેહેનત કરતો હતો. તેણે કરીને સર્વે લોક સુખિયા થઇને પોતાના ધણીનું નિરંતર કલ્યાણ ઇચ્છતા હતા. એનું વય સુમારે પચાસ વર્ષનું થયું એટલે તે પોતાની નગરીમાં રેહેવાને આવ્યો. તેવામાંજ શુક્લાક્ષનો પિતા દારિદ્ર્યથી પીડા પામીને ઇરાવતીમાં રેહેવા આવ્યો. એ વેગળાનો રેહેવાસી, વળી કાંઇક સગો, અને ગરીબ, એવું જોઇને શાંતવર્માએ ઉંડો વિચાર ન કરતાં કહ્યું કે આનંદમાં રોહો, કઈ ચિંતા કરશો નહિ. તે સમયે શુકલાક્ષનું વય બે વર્ષનું હતું. તે પૂરૂ બે વર્ષનું તો થયું નહિ એટલામાં એનો પિતા મરણ પામ્યો. પછી શાંતવર્માએ તેનું પાલન પોષણ કરીને વિદ્યા પણ શીખવી. પોતાને પેટે સંતાન નહિ તેથી તેને વારંવાર ખેદ થતો હતો. પરંતુ કર્મ ધર્મના સંજોગથી પંચાવનમે વર્ષે તેને એક કન્યા સાંપડી તેનું મુક્તમાળા નામ પાડ્યું. સોમદત્ત એક આશ્રિતનો છોકરો હતો તેનો અને મુક્તમાળાનો જન્મ એકજ દિવસે થયો, પછી થોડે દિવશ તેનાં માબાપ મરણ પામ્યાં એટલે શાંતવર્માએ તેનું પણ પાલન પોષણ કર્યું.

મુક્તમાળા અને સોમદત્ત જ્યારથી સમજણાં થયાં ત્યારથી તે પરસ્પર ટંટો ન કરતાં એકએક ઉપર અત્યંત પ્રીતિ કરતાં હતાં તે જોઇને શાંતવર્મા અને તેની પત્ની ભાગ્યશીલા એ બેહુને વૃદ્ધપણામાં મ્હોટું કૌતુક લાગ્યું. પ્રથમ છોકરાં ન હતાં પછી વૃદ્ધપણામાં એક કન્યા થઈ તેથી પ્રથમ જરાક ખોટું લાગ્યું, પણ તે જેમ જેમ મ્હોટી થતી ગઈ તેમ તેમ તેના સદ્ગુણ અને રુપ જોઇને તેને પુત્ર થતાં જે સુખ થવાનું તેથી પણ અધિક સુખ થવા માંડ્યું. જયારે તે પાંચ વર્ષની થઈ ત્યારે તેણે તેને અને સોમદત્તને સાથે વિદ્યા ભણવાનો આરંભ કરાવ્યો અને પોતે પણ નવરાઇની વેળે પાસે બેસારીને સદુપદેશ કરતો હતો બેહુની બુદ્ધિ સારી અને ઘણું કરીને શાંતવર્માની શિક્ષા સારી તેણે કરીને તે બેહુ છોકરાં પોતાના સદ્ગુણથી સર્વને અત્યંત પ્રિયકર થયાં. શુકલાક્ષનું વય એ બેહુથી પાંચ વર્ષ અધિક અને તેનો અભ્યાસ જૂદો તેથી એ બેહુની એની સાથે મૈત્રી ન હતી. શુકલાક્ષ ઉપર પણ શાંતવર્માની અત્યંત પ્રીતિ હતી. જયારે તે પંદર વર્ષનો થયો ત્યારે મ્હોટા સ્નેહથી તેને પરણાવ્યો. વિદ્યાદિક સદ્ગુણથી જેટલો આનંદ થવો જોઇયે એટલો આનંદ શુકલાક્ષથી થયો નહિ. તેથી તેના ઉપર તેની પ્રીતિ ઓછી થવી જોઇયે પણ તે થઇ નહિ. શુકલાક્ષ

આપણો સંબંધીછે અને આપણો પુત્ર નથી તેથી તેને દત્તપુત્ર કરવો એવો શાંતવર્માનો વિચાર હતો એ વાત શુક્લાક્ષને માલમ પડી તે વારથી સર્વ સંપત્તિ અને જાગીર આપણીછે એવું તે માનતો હતો. પરંતુ પછી તે વિચાર ફેરવીને પોતાની પુત્રીને અથવા તેના પુત્રને આ સર્વ સંપત્તિ અર્પણ કરવી એવો શાંતવર્માએ નિશ્ચય કર્યો. તથાપિ શુક્લાક્ષ અને સોમદત્તના કલ્યાણની તેના મનમાં ઓછી ચિંત્તા હતી એમ નહિ. શુક્લાક્ષને પરણાવીને તેની સ્ત્રીને દશ હજારનું ઘરેણું કરાવ્યું હતું. બીજું તેનું કલ્યાણ થાય એ કારણથી તેને પત્ર લખી આપીને જમાઇ ભણી મોકલ્યો. તે પ્રમાણે તેને મ્હોટા હોદ્દાનો રોજગાર પણ મળયો. સોમદત્તમાં સારા ગુણ હતા તેથી તેના ઉપર શાંતવર્માનો ઘણો સ્નેહ હતો. અને આપણે વૃદ્ધ થઇશું ત્યારે આ સર્વ ખટલો ચલાવવાને તેની યોજના કરવી એવું તેના મનમાં હતું. ઉત્તરોતર સોમદત્તની હોશિયારી અને વિશ્વાસુંપણું સારી રીતિથી નજરમાં આવ્યાના કારણથી તેનો નિશ્ચય દૃઢ થતો ગયો.

જયારે મુક્તમાળા દશવર્ષની થવા આવી ત્યારે એને યોગ્યવર કોણ મળશે એ વિષે શાંતવર્માના મનમાં ચિંત્તા ઉત્પન્ન થઇ; પણ યોગ્ય શોધ કરતાં તેની ઇચ્છાથી અધિક યોગ્યતાનો જમાઇ મળયો. પુત્રમાં ગણે તો અને

પુત્રીમાં ગણે તો તેને એકજ પુત્રી હતી. એ કારણથી એણે વિવાહમાં સૌ ખર્ચ મળીને સુમારે બે લાખ રૂપિયા વાવર્યા. હવણાં મુક્તમાળાને ઋતુ પ્રાપ્ત થઇ ત્યારે ઋતુકાળનો ઉત્સવ આપણે ઘેરજ કરવો એ કારણથી ધનશંકર રજા લઇ આવે વાસ્તે તેના ઉપર એક પત્ર લખ્યું. ધનશંકર સુજ્ઞ પુરૂષ હતો, તેણે એવું મનમાં વિચાર્યું કે, આપણા સસરાને વૃદ્ધાવસ્થામાં એક કન્યા થઇ તેના ઉપર તેને સારો સ્નેહ છે ત્યારે આપણે તેના વચને માન્ય દેવું યોગ્યછે એવું સમજીને તે આવ્યો અને દિવાનખાનામાં નાચ થતો હતો તહિ તે આવી બેઠોછે એવુ પૂર્વે કહ્યુંછે. પછી થોડી એક વારે નાચ સમાપ્ત થયો એટલે મ્હોટા સમારંભથી બેહુનું સાથે નાહાવું થયું. ઉપાધ્યાએ સહુ વસ્તુની તૈયારી કરી હતી. તહિ ધનશંકર આવીને પાટલા ઉપર બેઠો, એટલામાં સર્વ અલંકાર અને જરીની સાડી પેહેરીને લાજતી લાજતી મુક્તમાળા પાસે આવી બેઠી બેહુજણાં રૂપમાં ઘણાં સુંદર હતાં તેમાં પણ મુક્તમાળાનું કાંઇક સૌંદર્ય અધિક હતું. ચડતી જવાનીથી તથા જડાવના અલંકાર પેહેરેલા તેથી તે ઘણી છબિલી દેખાઇ, બેહુનો ઘાટ નીચે પ્રમે અને કાંતિ લિંબુ જેવી છતાં, તેજસ્વી ગળામાં હીરા મોતીની કંઠી; કાનમાં ઝાલ તથા કડકિયાં ડાબા હાથમાં પાંચી, અથવા હીરાએ જડેલું સિંહમુખુ કડું, તેવીજ

પછી જમણા હાથમાં પાંચી અને હીરા માણકની હાથમાં અંગૂઠી એવા ભાતિ ભાતિના અલંકાર કરીને બેહુ જણ અલંકૃત થયેલાં હતાં. તેમને જોઇને લોકોને લાગ્યું કે એક તો કામદેવ અને બીજી એની સ્ત્રી રતિ બેઠીછે શું! એવું બેહુનું જોડું જોઇને શાંતવર્મા અને તેની પત્ની એ બેહુને જે આનંદ ઉપજયો તેનું વર્ણન કરી શકાય એવું નથી.

પછી મ્હોટા આનંદથી ધનશંકર મુક્તમાળા સહિત જયપુર જવા નીકળ્યો. કન્યાનો વિયોગ થયો તેથી મુક્તમાળાનાં માબાપાંને ગમ્યું નહિ. પણ વિચાર કરીને મન શાંત કર્યું. શુકલાક્ષના ચિત્તમાં એ ઉત્સવનો આનંદ ન થયો, અને દુઃખ થયું, પણ બાહાર તેણે જણાવ્યું નહિ. સહુની પેઠે એણે પણ બાહેરથી આનંદ જણાવ્યો. શુકલાક્ષ અંતરથી દુઃખિત છતાં ઉપરથી સુખિયા પણું દેખાડતો હતો ખરો પણ તેની સહુ કૃત્તિ ગાંડા જેવી દેખાતી હતી. એ સોમદત્તનેજ માત્ર લક્ષમાં આવતું હતું. એ શુકલાક્ષ પણ ધનશંકર સાથે ચાલ્યો. તે વારે શાંતવર્માએ શુકલાક્ષને સારી શીખામણ દીધી કે તું સદાચારે વર્ત્તજે અને મુકતમાળાની વારંવાર સંભાળ રાખજે. જમાઇ અને કન્યાને એક ગાઊ લગી પોહોંચાડીને શાંતવર્મા પોતાની નગરીમાં પાછો આવ્યો અને ધનશંકર માર્ગે ચાલ્યો.

ધનશંકર પોતાની પ્રિયપત્ની સહિત જયપુરમાં સુખે પોહોંચ્યો, ધનશંકર અને મુક્તમાળા એ બેહુ ગુણવંત હતાં તેણે કરીને પ્રતિદિન બેહુની પ્રીતિમાં વધારો થતો ગયો. મુક્તમાળાના રૂપ અને ગુણનું જહિ તહિ વખાણ ચાલ્યું. અહિ ભયાનકનો પૂર્વે કહ્યા પ્રમાણેજ વર્તનક્રમ ચાલ્યો હતો. ભંડારમાં ધનની ખોટ પડી તેણે કરી ઉપરા ઉપરી અડચણ પડવા માંડી, તે વારે પૂર્વે ભાગમાં કહ્યા પ્રમાણે પંદર હજાર સેના ઓછી કરી અને તે સેનાના કામદારોને પણ તતકાળ રજા આપી ગામમાં શાહુકારો પાસેથી કર્જ કાહાડવાનો ક્રમ ચલાવ્યો. પ્રતિવર્ષ ધર્મમાં દસ હજાર રૂપિયા વાવરવાની નેમણુક હતી તે પાંચ લાખની કરી. હાથ તળેના મંડળીક રાજાઓ ઊપર બમણો કર વધાર્યો. એ પ્રકારે ધન ભેળું કરવાની યુક્તિ કરી. તેણે પોતાની દુષ્ટ ઇચ્છા તૃપ્ત કરવાનું ખર્ચ ઓછું ન કરતાં ઉલટું વધારયું. કારભારી ઇત્યાદિ જે દુષ્ટ લોક પાસે રેહેતા હતા તેમણે લાંચ ખાઇ ન્યાયનો અન્યાય અને અન્યાયનો ન્યાય, અને લોકો ઉપર અનેક પ્રકારના કર કરાવાનો ક્રમ ચલાવ્યો. તરૂણ તથા રૂપાળી જો પરનારી દીઠી તો તેને વસ્ત્ર અલંકારાદિકની લાલચ દઇને તેના પતિવ્રતા ધર્મ છોડાવાનો આરંભ થયો. એવો અનર્થ જોઇ લોક ત્રાસી ગયા. જેમને નિરપરાધે અધિકાર ઉપરથી ઉતારી

મૂક્યા હતા, તેમનાં અંતઃકરણ ઘણો ત્રાસ પામી ગયાં. ગામધણી અને મંડળીક રાજાઓ મળી એ સંબંધી વિચાર કરવા લાગ્યા. તેમને એવું લાગ્યું કે હવણાં અમારા ઊપર બમણો કર કર્યો, પછી આગળ જતાં કેટલેએક દાહાડે સર્વસ્વ લેશે ત્યારે શું કરીશું! જયાં ન્યાય, નીતિ, મટી અને ખોટાં કૃત ચાલવા માડ્યાં. ત્યાં કિયે સમયે શું થશે એનો ભરૂસો નથી. રાજય માહેલા નીતિમાન અને ધાર્મિક એવા મ્હોટા લોક પૂર્વના પ્રધાનાદિ કારભારી, સરદાર લોક, જાગીરદાર, મંડળીક રાજા એટલા લોકનાં અંતઃકરણ આ અર્થ ફેડવા માટે કાંઇ પણ ઊપાય કરવો જોઇયે, એ વિચાર ભણી લાગ્યાં કેટલેએક ઠેકાણે છાની સભાઓ ભરાવા માંડી.

આણીમર આપણા રાજયમાં શું ચાલ્યું છે. અને આપણો વર્ત્તનક્રમ યોગ્યછે કે અયોગ્ય એવું ભયાનકના મનમાં પણ નોહોતું. પાસેના લોક તો તેને તે દુષ્ટ ચાલ ચલાવાનો અધિક અધિક ટેકો આપતા હતા. ચાલતા કામનો ફેરફાર કરીને જુદી રીતિએ ગમત કરવી એવા વિચારથી એક દિવસે શુકલાક્ષે રાજાને મૃગયા કરવામાટે સૂચના કરી. રાજાના તથા ગદાધરાદિકના મનમાં એ વાત ગમી અને મૃગયા કરવા જવાની આજ્ઞા કરી. તેજ દિવસે સાયંકાલે સભા ભરી સાથે શો શો સામન લેવો

અને સાથે કિયા કિયા લોક લેવા એનો ઠરાવ કર્યો તે આ પ્રમાણે.—

નટુવાનાંટોળાં બે, વારાંગના, ગાનારા અને નાચનારા મળી પંદર, પચાસ મલ્લ, ઘણાક મશ્કરા લોક, ગદાધરાદિ સર્વ રાજમંડળ, અશ્વાર અને પાળામળી દોઢસો માણસો, એ સર્વના બજારબુણગા મળી સુમારે સાતસે આઠસે લોક થયા. સામાન ઉપાડવાનાં ઉંટ અને ઘોડાં મળી સો જનાવર લેવાની આજ્ઞા થઇ. વારાંગના ઓને વાસ્તે વીસ મેના અને પોતાની મંડળી સારૂ પચાસ ઘોડા એ પ્રમાણે તૈયારી કરીને બીજે દિવસે મૃગયા કરવા અશ્વારી નીકળી. જે ગામ પાસે રાન હોય તહિ ડેરા તંબુ તાણી યથેચ્છ ક્રીડા કરવી, સાયંકાળે એ અવર મૃગયા કરવામાટે જંગલમાં જવું, જયાં ઊતરે ત્યાંનાં ગામમાં અને બાગમાં જઈ અનેક પ્રકારના ફેર કરીને લોકોને પીડા કરવી અને વસ્તુઓની ખરાબી કરવી. એ પ્રકારે આ ગામથી તે પેલે ગામ એમ ફેર-ણી કરીને નાચ તમાસા ઇત્યાદિ વિલાસ કરીને રાજાની અશ્વારી પાછી આવતી.



# भाग ३

## श्लोक.

कृत्यो करे नर यथामति शीघ्र भावे ॥
विघ्नो अनेक सहसा वचमांहि आवे ॥
तेवोज सज्जन जुवो अतिदुष्ट संगे ॥
कष्टो सहे सरव ए बहु दुःख अंगे ॥

જયપુરથી બાર ગાઊ ઊપર ડુંગરની તલેટી પાસે સજાજડ રાન હતું, તહિ મધ્યરાતે ઘોડો જડી બાંધી એક પુરૂષ અહિથી તહિ ફરતો હતો. સાધારણ રીતિએ જોતાં અંધારી રાતનું સ્વરૂપજ બીહામણું દેખાયછે. એ રાનમાં એકલો જાય તો મ્હોટો શૂરો હોય તો પણ તેનું અંતઃકરણ ભયભિત થાય એ મ્હોટી આશ્ચર્યની વાતછે એમ નહિ. તે રાનમાં ઝાડ ઊપરથી ગરેલાં પાકાં પાંદડાંની સૂકી ખાખર પૃથ્વી ઊપર પડેલી હતી. રાત્રિયે જળ જંપે તે વેળાયે એ ખાખર ઉપર થઇને ન્હાનાં ન્હાનાં જનાવર જતાં મ્હોટો શબ્દ થતો, તે વારે તે પુરૂષને ચૂપ થઇ જયાંથી શબ્દ આવે તે મર હથિયાર સંભાળીને જોવુ પડતું એ વિના શિયાળાદિક જનાવરાંના શબ્દ તેને કાને પડતા હતા. રાતે આરડનારાં તમરાં આદિક કીટકોના

શબ્દતો ચાલતા હતા. આસ પાસના ગામોમાંથી કુતરાંના પણ થોડા થોડા શબ્દ સંભળાતા હતા. એવી ભયંકર રાતે તે બાવરો બાવરો થઈને અહિ તહિ જોતો હતો એવામાં ઘોડાના પગોનો ધબડક શબ્દ સાંભળવામાં આવ્યો તે વારે તેનું ચિત શાંત થયું. તહિ બીજો ગૃહસ્થ આવી સામો વાત કરેછે, એવામાં ત્રીજો આવ્યો પછી ચોથો એ અનુક્રમે વીસ ગૃહસ્થો તહિ એકઠા થયા. પછી તે બાબર ઊપર ઘોડાનો ધાશિયો બિછાવીને વિચાર કરવાને બેઠા. એમાં દસ માણસ ભયાનકના રાજ્યમાંના જાગીરદાર હતા અને દસ માણસ તેણે કામઉપરથી ઊચાકર કરેલા શૂરા સરદાર તથા મ્હોટા મ્હોટા કામદાર હતા. તેમાં જે પૂર્વે પ્રધાન હતો, તે બોલ્યો કે હું ભયાનકનો ન્હાનો ભાઈ વિશાલાક્ષ છે, તેની પાસે ગયો અને તેને આપણા તથા બીજા લોકોના વિચાર કહ્યા તેવારે તેણે એવો ઊત્તર દીધો કે તમારો વિચાર સારોછે ખરો, પરંતુ જે વારે તમે ભયાનક અને એની મંડળીને પકડીને કિલ્લામાં ઘાલશો તે વારે હું તમારા પક્ષમાં મળીને જેવું કેહેશો તેવું સાંભળીશ. તેની પૂર્વે તમને મેં કાંઈ પણ નિશ્ચયાત્મક વચન આપી શકાતું નથી. કારણ કે હું એ કામમાં છું એવું એ જાણશે તો ભાઈ જાણીને મારો પ્રાણ રાખે એવું નથી. એવું છે તથાપિ તમારા વિચાર મારી પાસે ખુલ્લા કરવા અને તમારાથી

વિરૂદ્ધ હું કામ કરીશ એવું કદિ સમજવું નહિ. એવું સાંભળીને સૌ બોલ્યા કે વાર આ એક મ્હોટો પાયોછે. પછી પોતાની સહુ મળીને સેના કેટલી થશે એનો વિચાર કરતાં સુમારે આઠ હજાર થશે એવું અનુમાન થયું. એજ પ્રમાણે પોતાના પક્ષના જુદા જુદા સ્થળની પાંચ દશ ટોળિયો મળી પચીસ હજારનો સુમાર થશે એવું તેમને લાગ્યું. જુદા જુદા ઠેકાણાની એવાજ પ્રકારના લોકોની સુમારે દસ સભા ગુપ્ત રૂપે ભરાતી હતી અને તેમનો એક બીજા સાથે પત્રવ્યવહાર પણ ચાલતો હતો, તેમનો એકે કાળેજ ચારેમરથી હલ્લો કરવાનો ઠરાવ હતો. એવો વિચાર ઠર્યો હતો. એવામાં એક જણે એવું કહ્યું કે હવણાં રાજા મૃગયા કરવા ગયોછે તેને ગયાં આશરે પંદર દિવસ થયાછે. કાલે સવારે આ જંગલની પડખે માર્ગછે તહિ થઇને રાજા જયપુર જવાનોછે એવું મેં સાંભળ્યુંછે. એમની સાથે ગણવા યોગ્ય દોડસો માણસછે માટે કાલે રાત્રિયે આપણે પાંચસો અશ્વાર લઇ આવિયે પછી તે જો આજ વાટે થઇને જશે તો એકે કાળે હલ્લો કરીને તેને પકડવાનો વિલંબ લાગશે નહિ. આવો લાગ ફરીને આવશે એવું મને લાગતું નથી. તે જો નગરમાં પેઠો તો તહિ જઇને જય મેળવવો ઘણો કઠિણછે. નગર બાહેરની છાવણીમાં દસ હજાર સેનાછે. અને નગરમાં બે હજાર છે મળી બાર

હજાર સેનાછે એવિના કિલ્લો પણ દૃઢછે. હવણાં રાજા અહિ થઇને જનારછે કે બીજી વાટે થઇને જનારછે એ-નો શોધ કરવા માટે મેં મારો ચાકર મોકલ્યોછે, તે હવણાં અહિ આવશે, એવું કેહેતાંજ તે ચાકર આવ્યો અને ધણીને સલામ કરી બોલ્યો કે રાજા આજ વાટે થઇને જશે. એ સાંભળીને સર્વે એ વાત માની પછી તેમણે પોતપોતામાં વેહેચણ કરી કાલે રાત્રિયે છાની રીત્યે પાંચસે અશ્વાર સહિત આવવાનો વિચાર ઠરાવ્યો, અને જુદે જુદે માર્ગે એકે એકે-પોતાને ઠેકાણે જતા રહ્યા.

બીજે દિવસે રાત્રે આશરે દશવાગતાં સંકેત પ્રમાણે તે લોક તહિ એકઠા થયા અને અગિયાર વાગવાને સુમારે એકે એકે હથિયારબંધ પાંચસે અશ્વાર તે રાનમાં ભેગા થયા. પછી પોતપોતાના અનુયાયી અશ્વાર સહિત તે સરદાર લોકોએ એટલો હોશિયારીનો બંદોબસ્ત કર્યો કે પાસેના માર્ગે થઇને કોઈ જાય તો તેને આ રા-નમાં કોણછે એવો સંશય પણ આવે નહિ, એટલામાં તહિ એક હેરક આવી પોહોંચ્યો ત્યારે તેની પાછળ તે સરદાર અને કારભારી એકઠા થતાં તેણે કહ્યું કે રાજાની અશ્વારી ખચિત આ માર્ગે થઇને જશે. કૂચ કરવાની આજ્ઞા થયાથી સર્વે લોક પોત પોતાનો સામાન સંભાળવા લાગ્યાછે તે સાંભળીને સહુકોને અતિશય આનંદ થયો. અને તેમણે પોતાની જિત થવા માટે ઇશ્વરની પ્રાર્થના

કરી, ત્યારે એક વાગ્યો પછી હળવે હળવે જઇને તે રાનની બાજુમાં જહિં ઘણી ગાઢ ઝાડી હતી તેની ઓઠે ઉભા રહ્યા. એ ઠેકાણે સાંકડો માર્ગ હતો તહિંથી આગળ જતાં મોકળો માર્ગ હતો.

આશરે બાર ઉપર ત્રણ વાગતાં અદગાઉ ઉપર જેણી મરથી અશ્વારી આવતી હતી તેણી મર મશાલનું અજવાળું દેખાવા લાગ્યું. આગળ જેમ જેમ તેઓ પાસે પાસે આવવા લાગ્યા તેમ તેમ એક, બે, ત્રણ એ અનુક્રમે અનેક મશાલી અને માણસો કેટલાએક ઘોડા ઉપર કેટલાએક મેનામાં અને કેટલાએક પગે ચાલ્યા આવેછે એવું સ્પષ્ટ દેખાવા લાગ્યું. તે જોઇને આ લોકોએ પોત પોતાનાં હથિયાર સજ કરયાં અને આગ્ના પ્રમાણે બાહેર પડવા માટે તૈયાર થઇને ઊભા રહ્યા. એટલામાં ઘોડાનો હણહણાટ અને માણસોનો કલબલાટ તેમના કાન ઉપર આવ્યો. સર્વની આંખ્યો અશ્વારી ભણી થઇ. પછી તેમની સામા ચાલ્યા. રસ્તો સાંકડો હતો, તેમાં બે ચાર એવા માણસોની અને અશ્વારોની ઝુંડી બાઝી. તેઓ શિકારની તથા વિનોદની સામા સામી વાતો કેહેતા હતા. પોત પોતાના નાદમાં સ્વસ્ત-પણે ચાલેછે. કેટલાએક શિપાઈ અને અશ્વાર આગળ અને કેટલાએક પાછળ ચાલતા હતા. રાજા પ્રધાનાદિ સર્વ મંડળી એવી વ્યવસ્થાથી ચાલેછે. આશરે અર્ધા

લોક સાંકડો માર્ગ ઓલંગીને મેદાનમાં ગયા ન ગયા એટલામાં "હરહર મહાદેવ" એવી લાંબે સ્વરે ધ્વનિ થઈ અને પાંચસે અશ્વાર સહવર્ત્તમાન તે સરદાર અને કારભારી લોક રાજાની અશ્વારીમાં જઈ મળ્યા. પછી શું વિચારવાનુંછે! પૂર્વે ઓચિંતો ભયંકર શબ્દ થયાથી અશ્વારીના સહુ લોક ભયભીત થઇને ઘબરાયા હતા તેમાં હથિયારબંધ પાંચસે અશ્વાર જઇને જ્યારે મારામાર કરવા લાગ્યા ત્યારે તેઓ નાસવા લાગ્યા; ભોઈ લોકોએ મેના મૂકીને નાશી જવાનો આરંભ કર્યો. સાધારણ લોક અને બજાર ભુણગા પોત પોતાના ઘોડા અને સામાન મૂકીને પ્રાણ રક્ષણ કરવામાટે આડે વગડે નાઠા, કેટલાએક રાનમાં ભરાયા. કેટલાએક મ્હોટા મ્હોટા પથરાઓને તથા ઝાડોને ઓથે સંતાયા કેટલાએક કોતરોમાં ભરાઈ ગયા. જે ઘવાયા હતા તેઓ વેદના મટાડવામાટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા. એ પ્રકારે હાહાકાર વર્ત્તાયો. આ શું! આ લોક ક્યાંથી આવ્યા, આવું કરવાનું કારણ શું, એ કોઇના કળચામાં આવ્યું નહિ. એવો ગડબડાટ જોઇને આગળના અને. પાછળના અશ્વાર અને સિપાઇયો રાજાની પાસે એકઠા થયા. પછી આ કોણ છે, એમને ઠેર મારો એવી રાજાની આજ્ઞા થતાંજ તેમને સામા સામી યુદ્ધ કરવાનો આરંભ થયો, પરંતુ તે લોક બહુ થોડા હતા તેથી તે

અશ્વાર આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ અને ઘણા જણ કપાઈ મુવા, બાકી રહેલા નાશી છૂટ્યા. તેમની સાથે રાજા પ્રધાન ઇત્યાદિ સર્વ જેને વાયે આવે તેમ નાશી ગયા. તેમની પાછળ અશ્વાર દોડ્યા, તે જોઇને રાજાદિકનું ધૈર્ય જતું રહ્યું અને હાથ પગ ઢીલા થઇ ગયા. એ પ્રકારની વેદના પડતાં ભયાનકે વેગળેથી અશ્વારોના ઘોડાની પઢધી સાંભળી તેથી તે ઘણો ગભરાયો, તેને એવુ લાગ્યું કે આ દુષ્ટોએ બે બાજુથી ઘેર્યા હવે નાશી જવાનો માર્ગ રહ્યો નહિ. એવી ચિંતામાં તે મગ્ન થયોછે, એટલામાં તે અશ્વારોની એક લાંબી કતાર પાસે આવી એવું તેણે દીઠું. પછી બીશો નહિ હું આવ્યો એવો શબ્દ કાને પડ્યો તે શુકલાક્ષનો શબ્દ ઓળખીને ભયાનકને જે આનંદ ઊપજ્યો તે વર્ણન કરી શકતો નથી. આગળ શુકલાક્ષ અને પાછળ હજાર અશ્વારોની કતાર દોડતે ઘોડે રાજા પાસે આવી પોહોંચ્યા. એ વેળાએ સુમારે પાંચ વાગ્યા અને તરત ચંદ્રનો ઊદય થયો હતો. અને તેનો મંદ પ્રકાશ ચારેમર પસર્યો હતો. એ અશ્વારોને આવેલા જોઇને શત્રુના અશ્વાર કેટલાછે, ઇત્યાદિ જોવામાટે તેઓ થોડીવાર થંભ્યા રાજાએ પોતાનો ઘોડો પાછો વાળીને ક્રોધ કરી તથા હુંકારો કરી શુકલાક્ષને કહ્યું કે આ દુષ્ટોએ મારી નાશ કરીને સર્વને દુઃખ દીધુ એમને

ઠોર માર અને જો પકડાયતો મુખ્ય મુખ્યને પકડી લાવ એ સાંભળીને મદાંધ, પિંગાક્ષ, લોહાક્ષ, અને ચક્રાક્ષ એ સઘળા આપ આપણા ઘોડા પાછા વાળીને રાજા પાસે આવ્યા; પછી શુકલાક્ષે રાજાના કહ્યાપ્રમાણે અશ્વારોને આજ્ઞા કરી પોતે પણ આગળ ચાલ્યો. શત્રુઓને આ લોક કેટલાછે, એનું અનુમાન બરાબર થયુ ન હતું. અને તેમાંના સો માણસ મુવા અને કેટલાએક ઘાયલ થયા હતાં, તથાપિ તેમણે પણ સાંમી હલ્લાં કરી, પછી પરસ્પર મ્હોટી લડાઈ થઈ અને રાજાની જિત થઇ! બેહું બાજુના મળીને ચારસે પાંચસે અશ્વાર પડ્યા. શત્રુના અશ્વારોનો ઘણો નાશ થયો તેથી તેઓ ચારે મગ નાશી છૂટ્યા. મુખ્ય સરદાર અને કારભારિયોએ પોતાની હાર જોઇને પાછળનાં પાછળ ડગલાં ભર્યાં. શુકલાક્ષે સુમારે પચાસ સાઠ માણસોને પકડી લીધા છેલે વારે પાછળ પડતાં મુખ્ય પાંચ માણસ પણ પકડી લીધા. બાકીના રાનમાં થઈ બીજે માર્ગ થઈ હાથ ન આવતાં નાશી ગયા. પકડાયલા લોકોને એકઠા કરીને શુકલાક્ષ રાજા પાસે આવ્યો; અને નીપજેલી સહુ વાત તેને કહી. તે વેળાએ રાજાએ અને પ્રધાનાદિકોએ તેના શૌર્ય અને ધૈર્યનું વખાણ કરીને મ્હોટા ઉપકાર માન્યો. અને તે આ વાત કેમ જાણી અને વેળાસર કેવો આવી

પોહોંચ્યો એ વિષે પૂછ્યું. ત્યારે તેણે કહયું કે હવણાં તો નગરમાં જઇયે અને બંદિવાનોને ઠેકાણે કરી પછી સ્વસ્થ થઇ સર્વ વાત હું કહીશ. પછી તે સર્વ સમાજ સહિત મ્હોટા જય ઘોષથી સવારના સાત વાગતાં રાજાની અસ્વારી નગરમાં આવી, પછી તે બંદીવાનોના હાથ પગમાં બેડિયો ઘાલીને બંદિખાનામાં નાંખ્યા. પછી બપોરે સભા ભરીને સર્વ ચોકશી કરવાનો ઠરાવ કર્યો.

સુમારે બાર ઉપર બે વાગતાં પોતાના પ્રધાન સહવર્તમાન ભયાનક રાજા સભામાં આવ્યો. બંડવાળાએ ધસારો કરીને પોતાની અપ્રતિષ્ટા કરી તેથી ઘણું માઠું લાગીને તેને ઘણો ક્રોધ ચડ્યો હતો. નગરમાં એ વાત પસરી તેથી ઘણા એક લોકોને માઠું લાગ્યું હતું, અને બંદિવાનની ચોકશી થવાનીછે એવું જાણી ઘણાએક સંભાવિત લોક સભામાં એકઠા થયા હતા. સભામાં જગા રહી નહિ તેથી ચારેમર લોકોની કતારો થઇને મ્હોટી ગરદી થઈ ગઈ, એટલામાં આગળ પાછળ સિપાઇયો સહિત મુખ્ય પાંચ બંદિવાન આણીને શુકલાક્ષે રાજાની આગળ ઉભા કર્યા. તેમનાં કડાં જોઇને લોકોને ઘણું માઠું લાગ્યું અને તેમના મનમાં તેમના ઉપર દયા ઉપજી, કારણ કે તેમાં કોઇ પૂર્વના કારભારી હતા, કોઈ સરદાર હતા, કોઇ જાગીરદાર હતા, એ સર્વ કુલીન, નીતિમાન, વિચારવાન્ અને લોકોના કલ્યાણ

ઇચ્છનારા હતા. અને વર્ત્તમાન કાળમાં પણ તેમનો વિચાર મ્હોટો સ્તુત્ય હતો. પરંતુ એવો સમય આવી પડ્યો કે સર્વ વિપરીત થઇ ગયું યદ્યપિ તેમની એવી દશા આવી પડી તથાપિ તેમણે પોતાનું ગાંભીર્ય છોડયું નહિ. એકના પણ મુખનું તેજ ઓછું થયું નહિ. પછી રાજાએ તેને પ્રશ્ન કર્‍યો કે તમે મને અને મારી શક્તિને ન ઓળખતાં જે નિંદ્ય અને દુષ્ટ વર્ત્તણુક કરી એનું કારણ શું? એ સાંભળીને તેમાંનો એક બોલ્યો કે, તું અમને હવે કેઇ શિક્ષા કરીશ એ અમે પક્કું સમજ્યા છિયે. પણ અમારે આવું કરવાનું કારણ શું તે સાંભળ. તું આ રાજ્યવંશમાં ઉત્પન્ન થઇને સર્વ કુલને કલંક લગાડેછે. તારા પૂર્વજોમાં નીતિ, ધર્મ, શૌર્ય, દયા, શાંતિ, પ્રજાના કલ્યાણની ઇચ્છા ઇત્યાદિ જે સદ્‍ગુણ હતા તેણે કરી તેમણે મ્હોટી કીર્ત્તિ અને રાજ્ય સંપાદન કર્યું તેમનાથી વિપરીત ગુણ તારામાં ભરાયા છે. તું રાજ્ય બૂડાડવાનો ક્રમ ચલાવેછે. જે રાજા અવિદ્વાન્, દુરાચારી, નિર્દય, દુર્વ્યસની વિષયાંધ પ્રજાના કલ્યાણ ભણી લક્ષ ન દેનારો, વિદ્યા, કળા કૌશલ્યાદિકને ઉત્તેજન ન દેનારો, દુષ્ટ, અને અવિચારી, મંત્રીને વળગનારો, આપણા રાજ્યમાં શું થાયછે, બીજાના રાજ્યમાં કેવો કેવો પ્રકાર ચાલેછે, આપણી સેના કેટલી અને તે કેવા પ્રકારનીછે ઇત્યાદિ

વાતનો વિચાર ન કરનારો, એવો રાજા હોય તો તે રાજય કરવા યોગ્ય નથિ. જો એવો રાજા હોય તો સર્વ પ્રજાએ એક મત કરીને તેને પદચ્યુત કરવો. એટલામાટે અમે એ કામ કર્યું. હવણાં આ કામ પાર પડ્યું નહિ, તો પણ તું મનમાં પક્કી ગાંઠ વાળી રાખ કે જો તું પોતાનો ક્રમ એવોજ આગળ ચલાવીશ તો તેવાંજ ફળ પામીશ, એ સાંભળીને ભયાનકને ઘણો ક્રોધ ચડયો. અને સિપાઇયોને કહ્યું કે, ઘણું બકે છે. એનુ મુખ બંધ કરો, એ સાંભળીને તે બોલ્યો કે તેં પૂછ્યું ત્યારે મેં કહ્યું, નહિ તો મારે એક અક્ષર બોલવાનું પ્રયોજન ન હતું. પછી રાજાએ પૂછ્યું કે તમારા જે બીજા સોબતી નાશી ગયા, તેમનાં અને બીજા કેટલા સહાયભૂત હતા, તેમનાં નામ કહીશ તો તને દેહાંત શિક્ષા થશે નહિ. એવું સાંભળી તેણે સાફ કહ્યું કે, તેમનાં નામ હું જાણુંછું ખરો પરંતુ જીવ જશે તો પણ કહીશ નહિ. વારૂ એમ તું નામ નહિ કેહે, એમ કહીને રાજાએ સભા ઉત્થાપન કરી અને શુકલાક્ષને કહ્યું કે, આજ રાતે એમની પાસે અથવા બીજા પાસે જે કોઇ બીજા આ કામમાં મળેલા હોય તેમનાં નામ સમજવામાટે ગમે તે યત્ન કર. પછી રાજા પ્રધાન ઇત્યાદિ જવાથી સર્વ લોક પોત પોતાને ઘેર ગયા.

તે દિવસે રાતે શુક્લાક્ષે બંદિખાનામાં જઇને તે લોકોને નામ કેહેવરાવવા માટે માર માર કરયા પરંતુ તેમણે કઈ કહ્યું નહિ. એ મ્હોટું આશ્ચર્ય કે કોઇ પણ કેહે એવો નીકળ્યો નહિ. પછી તેમણે એક બે ભોળા માણસોને પૈસાની અને છોડી મૂકવાની આશા દઇને એવું કેહેવરાવ્યું કે ધનશંકર માંહી ભળેલો છે. એવું કરાવવાનું કારણ ઊધાડુંજ હતું કે એવું કરયાવિના આપણને મ્હોટી જગા મળશે નહિ. વળી, બીજું મુખ્ય કારણ એ કે, ધનશંકર અને તેની સ્ત્રી મુક્તમાળા એ બેહુનો નાશ કરયા વિના આપણને શાંતવર્માની જાગીર અને સર્વ સંપત્તિ મળશે નહિ, કારણ પૂર્વે તેના મનમાં શુક્લાક્ષને દત્તક લેવો એવું હતું, પરંતુ પછી તે વિચાર ફેરવીને મુક્તમાળા અથવા તેના બાળકને સર્વ સંપત્તિ આપવાનો તેણે નિશ્ચય કરયો હતો. પણ આ શુક્લાક્ષનું કૃતઘ્નપણું ટોચે જઈ પોહોંચ્યું એમાં સંશય નથિ. કારણકે શાંતવર્માએ તેને બાળપણથી પુત્ર પ્રમાણે લાલન પાલન કરી વિદ્યા શીખવી, પછી લગ્ન કરાવીને જમાઇ પાસે મ્હોટા અધિકારનો રોજગાર કરી આપાવ્યો. એ વિના સુમારે પંદર હજાર રૂપિયા શાંતવર્માએ એના લગનમાં ખરચ્યાં. અને આગળ તેનો તેના ઉપર પ્રેમ હતો તેથી વળી કાંઇ વધારે આપવાની ઇચ્છા હતી. તેણે એ પ્રકારે ઉપકાર કરયો તેના એકની એક છોકરી વૃદ્ધાવસ્થામાં

થયેલી, અને રૂપ તથા સદ્ગુણે કરી સંપન્ન, તેનો અને તેના પ્રિયપતિનો ઘાત કરવાને પ્રવૃત્ત થવું, એ કામ કરનારને કૃતઘ્ન કેહેવો એ ઘણું હલકું છે; એને તો એથી પણ નીચ કેહેવો જોઇયે. સર્પને દૂધ પાઇને ઉછેરિયે તો તે પાનારને કરડશે, એ પોતાનો દુષ્ટ સ્વભાવ મૂકે નહિ. તેજ પ્રમાણે તે સ્વભાવે દુષ્ટ હતો, અને જો સત્પુરૂષો ઉપકાર કરે તો તે પોતાના થોડા લાભમાટે અને સુખમાટે તેનો સઘળો વિનાશ કરતાં આગળ પાછળ જોતો નહિ. એવી રીતનાં અનેક ઉદાહરણ લોકોના જોવામાં આવ્યાં હોય તેમાં એને મુખ્ય ગણિયે તો ચાલે; શુકલાક્ષ હજાર અસ્વાર લેઈ રાજાની સહાયતા કરવા ગયો, અને મ્હોટું સાયનું કામ કરી સર્વના પ્રાણ વંચાવ્યા, અને રાજાની કૃપા સંપાદન કરી એ કેમ થયું તે કેહેવું ઘટેછે, માટે કહુંછું.

રાજ્યમાં કહિ કેવું ચાલેછે, તે જાણવામાટે ધનશંકરે પોતે છાના હેરક રાખ્યા હતા. તેમાંના એક હેરકે રાતના આઠ વાગતાં આવીને રાજાને પકડવાના વિચારની વાત કહી. ત્યારે તેણે વિચાર્યું કે, લોકો આ જે કામ કરેછે, તે સારૂ છે, તથાપિ તેણે તેમાં સહાયતા કરી નહિ, તેનાં બે કારણ હતાં, તે એ કે રાજા કદાપિ જાણે જે ધનશંકર પણ એમાં હતો, તો એથી આપણી હાનિ થાય એ એક, અને બીજું જેનું

અન્ન આપણા પૂર્વજ ખાતા અને આપણ પણ ખાઈયે છિયે તેનાથી વિપરીત વર્ત્તવું એ ખોટું છે. માટે આપણે પ્રત્યક્ષ ન જવું એટલુંજ કરવું યોગ્ય. એવો વિચાર કરીને તેણે શુકલાક્ષ નગરમાં કાંઈ કામમાટે તે દિવસે આવ્યો હતો, તેને બોલાવીને એ વર્ત્તમાન કહ્યું અને વિલંબ ન કરતાં હજાર અશ્વાર સાથે લઈને સુમારે ચાર વાગતા પેહેલાં તહિં જઈ પોહોંચવું એવી તેને આજ્ઞા કરી, તે પ્રમાણે તે ગયો પછી થયેલી વાત નીચે કહીછે.

નીચે કહ્યા પ્રમાણે શુકલાક્ષે ધનશંકરનો ઘાત કરવાની તક સારીછે, એવું મનમાં આણી તે બંડના પક્ષમાં ધનશંકર છે, એવું ઠરાવવાને બે બંદિવાનને શીખવાડી મૂક્યું હતું. પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં એ રાજદ્વારમાં ગયો, તહિં ગદાધરાદિ પંચ બેઠું હતું, પછી રાજાએ એને પૂછ્યું કે, તું એકાએક અશ્વાર લઈ કેમ આવ્યો તે કેહે? ત્યારે તે બોલ્યો કે મહારાજ હું તમારી પાસે રહ્યા પછી આપણા રાજની ચડતી કરવા ઉધ્યોગ કરૂંછું. પરંતુ આ પ્રસંગ આવ્યો એટલે હું ગરીબની ચાકરી દૃષ્ટિએ પડી. મેં મારી પાસે ગુપ્ત વાતો આણ-નાર હેરક રાખ્યા છે, તેમનું કામ એટલુંજ કે, સર-કારથી વિરૂદ્ધ અને સરકારનું અહિત કરવા વિષે જે ઉદ્યોગ કરતા હોય, તેમની ચોકશી રાખી વાતો સાંભળવી. તે પ્રમાણે તેમનો આવવાનો સંકેત હતો,

માટે હું અશ્વારીમાંથી નગરમાં આવ્યો હતો. તેવારે મારા વિશ્વાસુ ફતેસિંહે (એવું કહીને તેને સાથે લીધો હતો તેના ભણી આંગળી કરી) આ ભયંકર વાત આણી, પછી મને કાંઈ ગમ્યું નહિ, મારા ધણીને હું ક્યારે સુખાવસ્થામાં જોઈશ એવું મનમાં આવ્યું, પછી ભોજન પણ ન કરચું અને સેનામાં ગયો. અને હજાર અશ્વાર. સાથે લેઇ, ઘોડા દોડાવતો એવા વિકટ પ્રસંગે આવી પોહોંચ્યો, પછીનું વૃત્તાંત રાજા જાણેછે. એવું સાંભળીને તહિના સર્વને એના ચાતુર્ય વિષે અને હોંશિયારી વિષે મ્હોટું આશ્ચર્ય લાગ્યું, અને ભયાનકના મનમાં અતિશય સંતોષ થયો તેથી તેને તેણે દશ હજારનું પારિતોષિક આપ્યું અને ફતેસિંહને સોનાનાં કડાં ઈત્યાદિ પોશાગ મળીને એક હજારનું પારીતોષિક આપ્યું, તે જોઈ શુકલાક્ષને મ્હોટો આનંદ થયો, પછી તેણે રાજાને કહચું કે, સરકારની આજ્ઞા પ્રમાણે બંડવાળાઓમાં બીજા કોણ સામીલછે, એ મનાવવામાટે બંદિવાનને અનેક પ્રકારની પીડાઓ કરી પરંતુ કોઇયે માન્યું નહિ, એક માણસ માનશે એવું ધોરણ દેખાયછે તો તે વિષે પકકી ચોકશી કરી સાયંકાળે રાજાને કાને નાખીશ. ઘણું સારૂ એમ કહી રાજસભા ભોજનમાટે ઊઠી ગઈ.

બપોરે રાજસભા ભરીને તે બંદિવાનોને જુદે જુદે સ્થાનકે ફાંશી દેવાની આજ્ઞા થઇ, અને તે મુખ્ય

સરદારોનાં ઘર, જાગીર ઇત્યાદિ જપ્ત કરી સરકારી ખાતામાં જમે કરવાનું કહ્યું. અને તે પાંચને અને બીજા દસ અશ્વારોને આજ પાંચ વાગતાં મેદાનમાં ફાંસી દેવાને રાજાએ આજ્ઞા કરી, એ વાત પસરતાંજ નગરના હજારો લોક તે ચમત્કાર જોવામાટે એકઠા થયા. પાંચ વાગતા પેહેલાં બસે યોદ્ધાઓ સહવર્ત્તમાન શુકલાક્ષ તે પંદર બંદિવાનોને તહિં લેઈ આવ્યો. પૂર્વે તહિં અશ્વાર અને યોદ્ધા મળી હજાર લોક ચારેમગ ઉભા કર્યા હતા, તેની પેલી મગ હજારો લોકની ગરદી થઈ ગઇ હતી, મધ્યભાગે ફાંસી દેવાનો સ્તંભ રોપ્યો હતો, તે સ્તંભપાસે શુકલાક્ષે તે બંદિવાનોને આણી અનુક્રમે ઉભા કર્યા; એટલામાં પ્રધાનાદિક સહવર્ત્તમાન મહારાજની અશ્વારી ચોપદાર નકી પોકારતાં તહિં આવી પોહોંચી. પછી તેને ફાંશી દેવાનું કારણ સહુના સાંભળવામાં આવે એવા સ્વરે કરી શુકલાક્ષે કહ્યું, પછી લાગલાજ તેમને ફાંશિયે ચડાવ્યા અને બસે લોક રખવાળીમાં રાખીને મહારાજની અશ્વારી ચાલતી થઈ. તેમાંના મુખ્ય પાંચને વાસ્તે સર્વ લોકના અંતઃકરણમાં ખાર આવ્યો, કેટલાએકની આંખ્યો માંથી આંસુની ધારા ચાલી. પરંતુ તેઓનું શું ચાલે. દુઃખિત થઇનેજ તેઓ પોતાને ઘેર જતા રહ્યા.

એ કૃત્ય થયું તેજ દિવસે બપોરે ધનશંકરે જાણ્યું કે

બંડવાળા લોકોના સંકેતની વાત મેં આણી એવી રાજા પાસે બડાઇ કરી શુકલાક્ષે મ્હોટી બક્ષીસ મેળવી, અને રાજાની કૃપા સંપાદન કરી, એ વાતમાં તેણે મારૂં નામ પણ લીધું નથી એ મ્હોટી આશ્ચર્ય સરખી વાતછે. એ ઉપરથી એવું લાગેછે કે, હવણાં આ શું કરશે એનો ભરોંસો નથી. વાસ્તવિક જોતાં મારા ગુલાબસિંહે એ વાત આણી અને તેને બદલે ફતેસિંહને ઇનામ મળયું, હવણાં ફતેસિંહ તેનો દીકરો ખરો, પરંતુ જોઇયે તેવું થયું નથી, પછી તેણે ગુલાબસિંહને હાક મારીને પૂછ્યું કે તારા દીકરાને એ વાત આણી તેમાં હજાર રૂપૈયાનું ઇનામ મળ્યું, એ તને જાણમાં છે કે? એ સાંભળીને તેને પણ મ્હોટું આશ્ચર્ય લાગ્યું. તે બોલ્યો મહારાજ એવું કેમ થાય, વાત મેં આણી અને તેને ઇનામ કેમ મળે? અને તે આજ સુમારે અગિયાર વાગતાં અહિં આવ્યો હતો. પરંતુ તેણે મને કાંઇ કહ્યું નથિ પછી ધનશંકર બોલ્યો એવો ચમત્કાર થયોછે ખરો તેને હજાર મળયા એટલુંજ નહિ પરંતુ તેના ધણીને પણ દસ હજાર મળ્યા. એવું સાંભળીને ગુલાબસિંહને ઘણું માઠું લાગ્યું અને શુકલાક્ષની નઠારી ચાલને લીધે ધનશંકરનું મન પણ છેક ખિન્ન થઇ ગયું.

સુમારે રાતના નવ વાગતાં શુકલાક્ષ રાજદ્વારમાં ગયો, અને રાજા પ્રધાન ઇત્યાદિ અંતરંગ મંડળીમાં

બેસતાં તેને કેહેવા લાગ્યો કે, મહારાજ તે બંદિવાનોને મનાવવામાં ઘણો શ્રમ કર્યો, તેવારે બે જણે કહ્યું કે, ધનશંકરનીજ અમને સહાયતા હતી. બીજો કોઈ અમારા જાણવામાં નથી. આગળ બારીકાઇથી ચોક-શી કરતાં એવું જાણ્યું કે, તેને ઘેર તે વિષેના એક બે પત્ર મળશે પરંતુ એકદમ જપ્ત કર્યાવિના તે મળશે નહિ. એ સાંભળીને સૌકોને મ્હોટો ચમત્કાર લાગ્યો, પછી રાજા બોલ્યો, એ વાત ખરી હશે કારણ અમારો ચાલ તેને ગમતો નથિ તેથી તે કદિ પણ મંડળીમાં આવતો નથિ. તેને રાખવાનું મારા મનમાં ન હતુ પરંતુ ગદાધરના આગ્રહથી મેં તે વાત માની, પછી શુકલાક્ષ બોલ્યો કે, તે મારો સંબંધી અને તેને સસરે મારુ ન્હાનપણથી રક્ષણ કરીને કલ્યાણ કર્યું; પરંતુ આપની એક નિષ્ટાથી ચાકરી કરવીમાટે સંબંધાદિકને હું જોતો નથિ. મહારાજ વધારે શું કહું એણે મને આપની પાસે રખાવ્યો અને હું તેના અનુમત પ્રમાણે ચાલુ છું એવું શમજીને પોતાની પ્રતિષ્ટા વધે એટલામાટે તેણે મને કહ્યું કે આ બંડના સંકેતની વાત મેં આણી એવું રાજાને કેહે. મેં તેનો ઉત્તરજ દીધો નહિ. એવું સાંભળીને રાજાને ક્રોધ ઉપજયો; અને દાંત હોઠ પીશીને તેણે કોટવાળને બોલાવવામાટે આજ્ઞા કરી તે વેળાએ સુમારે અગિયાર વાગવાનો સમય થયો હતો એટલામાં

કોટવાળે આવીને રાજાને મુજરો કર્યો. તેવારે રાજાએ તેને કહ્યું કે સાથે પચીસ સિપાઇ અને બે ચાર કારકુન લઈ હવણાંજ ધનશંકરનું ઘર જપ્ત કર, અને અહિં તહિં હાલવા ન દેતાં મુખ્યત્વેકરી તેની બેસવા ઉઠવાની જગાઉપર રૂમાલ અને અંગરખાના ગુંઝામાં બંડની વાતનાં પત્ર જો મળે તો જો જે મળે તો તહિંજ તેને મુસકે બાંધીને આણ્ય. જો ન મળે તો તેવોજ અહિં આણ્ય. એટલું રાજાએ કહ્યું ત્યારે શુકલાક્ષ બોલ્યો કે તેનો ગુલાબસિંહ ચાકર એ ગુપ્ત પત્ર ઇત્યાદિ લઇ જવાના કામમાંછે. ત્યારે તેને પણ પકડી આણવો જોઇયે. પછી રાજાએ કોટવાળને અને તેને આણવાનું કહ્યું. આજ્ઞા પ્રમાણે કરૂંછું એવું કહીને કોટવાળ મજરો કરીને ચાલતો થયો. ગુલાબસિંહને પકડવાવિષે કેહેવાને શુકલાક્ષનો એવો હેતુ કે આ વાતનું ખરૂં તત્વ એ જાણેછે ત્યારે તે લોકોને અને શાંતવર્માને મારી નઠારી ચાલ વિષે કેહેશે. તેણે કરી આપણા કાર્યને ધક્કો લાગશે. અને તેજ પ્રમાણે કદાચિત્ ધનશંકરે શુકલાક્ષને કહીને ફોજ આપી મોકલ્યો એવું કેહેશે. એટલામાટે તેણે પૂર્વથીજ રાજાના મનમાં વિપરીત ભરી દીધું.

અહિં ધનશંકર પોતાની પથારી ઉપર સ્વસ્થ સૂતો છે અહિના રાજાદિકની ખોટી ચાલથી, તેણે પોતાની પ્રિય પત્નિને મહિયર મોકલી દીધી હતી. તેના

રૂપની સ્તુતિ સર્વત્ર પસરી હતી. અને રાજ મંડળમાં પણ તેના રૂપની પ્રસંશા થઇ રહી હતી એ કારણથી તેણે એવો નિશ્ચય કરયો હતો કે તેને અહિ કદિ આણવી નહિ. મહિને બે મહિને મારેજ તહિ જઈ આઠ ચાર દિવસ રહી આવવું, એવા ડાહાપણથી તેણે તેને મોકલી આપી પરંતુ તે ગયા પછી એને એક દિવસ પણ આનંદ થતો નહિ. બે પણ સદ્‌ગુણી અને શાણાં હતાં તેથી તેમને પરસ્પર અત્યંત પ્રેમ વધ્યો હતો. રાતે એ પથારીમાં સૂતો એટલે એની મૂર્ત્તિ એની આંખ્યો આગળ ઉભી રેહેતી હતી, અને કદિ કદિ એવું થતું કે, બેમાં થએલો સંવાદ અને તેના ગુણ સંભારીને એને નિદ્રા ન આવે અને રાત્રિ જતી રેહે. એના મનમાં વારંવાર એવું આવતું કે, આજ લગી લાજ પ્રતિષ્ટાથી દિવસ કાહાડ્યા. હવે એટલેથીજ પૂર્ણ માનવું અને આ ચાકરી છોડી દેવી. અને આપણી પ્રિયા સહિત રહીને આનંદમાં દિન કાહાડવા એજ યોગ્યછે. એજ વાતનું શાંતવર્માએ તેને એક પત્ર મોકલ્યું હતું, તેજ વિચારમાં તે નિમગ્ન થઈ ગયોછે, એટલામાં આગલા દરવાજા ઉપર ઉતાવળથી કોઇ ધક્કો મારેછે, એવુ એણે સાંભળ્યું. એ વિપરીત જોઇને ઝબકી ઉઠયો, અને બારી ઉઘાડીને ગુલાબ સિંહને હાક મારી. જો જે કોણછે, તે જોવા બાર ઉઘાડવા નીકળયોજ હતો. બારણું ઉઘડતાંજ મશાલી

કોટવાલ, કારકુન, અને સિપાઇ માંહી પેઠા. તે તેણે જોયું. આ ભયંકર ચમત્કાર જોઇ તે ગરીબ બિચારા ધનશંકરના પેટમાં ફાળ પડી. પરંતુ તે વિચારવંત અને ગંભીર મનનો હતો, માટે ચિત્તને ધીરજ આપીને તેણે શું છે, એવું કોટવાળને પૂછ્યું; કોટવાળ પણ એના હાથ તળેનો હતો અને નિરંતર ધનશંકરની સાથે મ્હોટી નમ્રતાથી વર્ત્તતો હતો. પરંતુ તે દિવસે તે મ્હોટો ધાંટો કાહાડીને, "નીચે આવ્યા પછી આ શું છે તે કહું છું." એવો તેણે ધનશંકરને ઉત્તર દીધો, તેણે કરીને આપણા ઉપર રાજા કોપ્યો, એવું તેણે અનુમાન કરયું, પરંતુ શું કરે? છાનોમાનો નીચે આવ્યો. તહિં કોટવાળ આગળ આવી બોલ્યો તું કેદી છે, એવું કહીને તેણે સિપાઇયોને કહયું કે, ગુલાબસિંહને અહિંજ પકડી રાખો, કહિં જવા દેશો નહિ. પછી તે તેનો હાથ ઝાલીને. કારકુન અને એક બે સિપાઇયો સહવર્તમાન મેડી ઉપર ગયા, અને ઓરડીમાં ઝાડો લઇ જુવેછે, તો વગર નામનાં બે પત્ર મળયાં તેમાં એવું લખેલું કે તમારૂં પત્ર પોહોંચ્યુંછે, આપની સૂચવણી પ્રમાણે અમે તૈયારી કરીછે, તમે લખ્યા-પ્રમાણે પાછળથી તજવીજ રાખજો. આજ રાતે અમારો ઠરાવછે, આ પત્ર ધનશંકર દેખતાં કોટવાળે તેના રૂમાલમાંથી કાહાડ્યું અને બીજું તેના ગુંઝામાંથી કાહાડ્યું અને તેને વાંચી દેખાડ્યું. પછી આ શું છે? એવું તેને

પૂછ્યું તેવારે પાણીમાં જેમ ઢેપું ઓગળે એમ ધનશંકરનામુખનું તેજ મ્લાન થઇ ગયું. યદ્યપિ તે મ્હોટો શાણો અને ગંભીર મનનો હતો, તથાપિ બુદ્ધિ કુંઠિત થઈ અને કાંઈ સૂઝ્યું નહિ. પછી કેટલીએક વાર સ્તબ્ધ થઇને તેણે કોટવાળને એવું કહ્યું કે, એમાં શું ખરૂંછે, તે ઇશ્વર જાણેછે, હું કાંઇ જાણતોનથી. "કાંઈ જાણતો નથી, હવણાં ઊતાવળથી જાણ થશે" એવું કહીને કોટવાળે તેને મુશકે બાંધ્યો પછી નીચે આણીને ગુલાબસિંહને પણ મુશકે બાંધ્યો એટલામાં ધનશંકરની મા ઇત્યાદિ ઘરનાં માણસ ગભરાઇ જઇને દરવાજાની માંહિલી બાજુ ઉપર ઉભાં હતાં, તેઓ એને મુશકે બાંધ્યો એવું જોઇને કલકલાટ કરવા લાગ્યાં. મા તો "આ શુંછે શામાટે મારા દીકરાના હાથ બાંધ્યાછે, એણે શો અપરાધ કર્યોછે" એવું બોલતી બાહાર આવી, તે વારે કોટવાળે ધમકાવીને કહ્યું કે, ગડબડ કરીશ નહિ, એવું કહીને ઘરની ચોકી કરવા કેટલાએક સિપાઈ રાખ્યા અને તેના બલાપોકાર ભણી નજર ન કરતાં તે બેહુંને લઈ ચાલ્યા. ધનશંકરના અંગઊપર પેરેલા વસ્ત્ર વિના બીજું વસ્ત્ર ન હતું, બોડે માથે તેને તે નિર્દય કોટવાળ લઈ ગયો, આ પત્ર તે રૂમાલમાં અને ગુંઝામાં કેમ આવ્યાં, એનું અનુમાન લોકોને થશે. તથાપિ કહુંછું. તે પત્ર શુક્લાક્ષે એક વિશ્વાસુ મનુષ્યપાસે લખાવીને ફતેસિંહને સ્વાધીન કર્યાં, તેનો બાપ ગુલાબસિંહ ધનશંકરનો વિશ્વાસુ ચાકર હતો, એ તો કહ્યુંજછે,

તો તે ફતેસિંહે બાપ પાસે નિત્ય પ્રમાણે આવીને એ કામ કરયું.

હવણાં અહિ રાજા ઇત્યાદિ સર્વ મંડળી કોટવાળની વાટ જોઇ બેઠી હતી. એટલામાં કોટવાળે જઇને મજરો કરયો અને બે કેદિયોને આણી આગળ ઉભા કરયા. પછી તે ચીઠી તે રાજાના આગળ મૂકી. પ્રધાને તે ચીઠી વાંચવા માંડી એટલામાં રાજાએ ક્રોધ દૃષ્ટિએ ધનશંકર ભણી જોયું અને ગર્જના કરી બોલવા લાગ્યો કે તું મારો ઘાત કરનારી મંડળીમાં મળી ગયો છે? તને વિશ્વાસુ અને ખબરદાર જાણીને મ્હોટો અધિકાર આપ્યો હતો તેનો સારો ઉપયોગ કરયો! એવું સાંભળી ધનશંકર હાથ જોડી મ્હોટી નમ્રતાથી બોલ્યો કે મહારાજ જે પ્રમાણે સરકારે મારીઉપર વિશ્વાસ રાખ્યો તેજ પ્રમાણે ઇશ્વરને માથે રાખી આજ લગી નીતિએ ચાલતો છતાં કોઈ શત્રુએ મારી ઉપર આપત્તિ નાંખીછે. હું ઇશ્વરના સપત ખાઈ તથા આપના પગના સપત ખાઇ કહુંછું કે આ ચીઠી મેં મારી આંખ્યોએ જોઈ નથિ. એમાં લખેલી વાત પણ હું જાણતો નથિ. એ વાતની મહારાજે સારી પેઠે ખોળ કરાવવી પછી જે કરવું હોય તે કરવું. બંડવાળાના સંકેતની વાત (ગુલાબસિંહ ભણી આંગળી કરી) આ મારા વિશ્વાસુ હેરકે આણી, અને મેં હજાર અસ્વાર લઈ ઉતાવળથી જવામાટે શુક્લાક્ષને કહ્યું, એ ખરૂં કે ખોટું

એ તેનેજ પૂછવું. એવું સાંભળીને શુકલાક્ષે આગ્રમ કહ્યુ કે, તે સર્વ સરકારને કહ્યુંજ છે, પછી રાજાએ દાંત પીશીને કહ્યું કે તારાં સર્વ કપટ મને જણાયાંછે તને અને તને સહાય કરનારા ચાકરને ફાંશીજ દેવી. પરંતુ તારીજ સામું જોઈ થોડીશી મારા પેટમાં દયા ઉત્પન્ન થઇ તેથીજ તને જન્મટીપની શિક્ષા આપીછે. એવું કહીને રાજાએ તેને બંદિખાનામાં લઈ જવાને આજ્ઞા કરી, એ શુકલાક્ષની ઇચ્છાપ્રમાણે થયું નહિ. પણ તેણે મનમાં એવું વિચાર્યું કે અર્દ્ધ કાર્ય થયું, અર્ધું રહ્યું, તે આગળ જતાં થશે. એવો તે મનમાં વિચાર કરેછે એટલામાં રાજાએ શુકલાક્ષ ભણી જોયું, તો વારે તેણે હાથ જોડીને "શી આજ્ઞાછે," એમ પૂછ્યું, પછી રાજાએ હસતાં હસતાંજ કહ્યું કે, તું બીજા પ્રધાનનું કામ સવારથી ચલાવતોજા તે સાંભળીને મ્હોટો અધિકાર મળ્યો, એવું જાણીને તેને ઘણો આનંદ થયો. પછી તેણે બદલી કરાવીને પોતાની જગા ફતેસિંહને અપાવી. એવું કરવાના તેના બે હેતુ હતા, તેનું સહુ ગુહ્ય ફતેસિંહ જાણતો હતો, પણ તેના બાપને જન્મટીપ મળી તેથી તેને ખોટું લાગશે પણ આ આનંદથી તે દુઃખ તે વિસરશે અને આપણા કહ્યા પ્રમાણે ચાલશે. વળી બંદિખાનાઉપર બીજો કોઈ આવે તેને બદલે એ હોય તો પોતાનો દુષ્ટ હેતું સાધવામાટે કાંઈ અડચણ પડે નહિ.

હવે ધનશંકરથી આપણે વિપરીત ચાલીને બખશીસ અને કીર્ત્તિ મેળવી. આ વાત કદાપિ તે શાંતવર્માને જણાવશે, માટે ઢીલ ન કરતાં તેજ દિવસે તેને બંદિખાને ઘાલ્યો. એ પ્રકારે અડચણ વિના તરકટ રચેલું પાર પડ્યું. પછી તેણે વિચાર્યું કે હવે કોઇ પણ ખરી વાત શાંતવર્માને કાને પડશે નહિ તેથી હું વિપરીત વર્તુંછું એવું તેના મનમાં આવવાનો કાંઈ સંભવ નથિ.

---

## भाग ५.

जो दुष्टनेज उपकार करे अनेक ॥
तो ते बलिष्ट थइ चित्त धरे न एक ॥
तेने मने नववसेज दया लगार ॥
ते आप्तने छल करी कनडे गमार ॥१॥

ઇરાવતી નગરીમાં પ્રભાતે સૂર્ય ઊગતાં મ્હોટો ચમત્કારીક સમારંભ ચાલ્યોછે તે દિવસે વટસાવિત્રી વ્રત હોવાને લીધે નગરીની કેટલીએક સ્ત્રિયો પૂજા સામગ્રી અને વાયણાં લેઇને તથા ઉત્તમ વસ્ત્રાલંકાર પેહેરીને નદી કાંઠે જાયછે. કેટલીએક ઘાટઉપરના વડ નીચે બેશીને

પૂજા કરેછે, કેટલીએક સ્નાન કરેછે, કેટલીએક પરસ્પર હલદ કંકુ આપેછે. ઠેકાણે ઠેકાણે બ્રાહ્મણો મુખથી પૂજા ભણેછે, ઇત્યાદિ અનેક પ્રકારની ધામધુમ ચાલી રહીછે. કેટલાએક બ્રાહ્મણો નદીમાં સ્નાન કરેછે, કેટલાએક સંધ્યા જપાદિક કરવા આસન વાળી બેઠાછે. એ પ્રકારે ઠાઠ બની રહ્યોછે. એટલામાં દસપાંચ ચાકર લઈ મુકતમાલા પોતાની સહિયો લઈ નહિ આવી. જેમ નક્ષત્રોમાં ચંદ્રમા શોભે એમ સહિયો વચ્ચે મુકતમાલા શોભેછે. તેણે તે દિવસે સર્વ જડાવના દાગીના હેહેર્યા હતા. તેણે કરીને અને કંઈ મસવાડા થએલા તેથી શરીરની કાંતિ ઝળ ઝળકાર તેજસ્વી થઈ રહીછે. તે એ દિવસે જેટલી શોભતી હતી તેવી કદિ શોભતી નહિ. પુરૂષ તો શું પણ સર્વ સ્ત્રિયો તેના ભણી જોતાંમાંજ સ્તબ્ધ થઈ ગઇયો, પછી તેણે પૂજા કરીને સૌભાગ્ય વાયણાં આપ્યાં. પછી દેવ દર્શન કરીને પોતાને ઘેર ગઇ કે તુરત એક ઘોડેસ્વાર ઘરમાં પેઠો તેને ચાકર લોકોએ કહ્યું કે તું ક્યાંથી આવ્યો એવું પૂછતાંજ "હુ જયપુરથી આવ્યો એવું" તેણે કહ્યું. તે મધુરનામ સાંભળતાંજ મુકતમાળાને મ્હોટો આનંદ ઉપજ્યો. પછી કિંચિત હાસ્યવદન કરીને તે માંહિયોકમાં ગઇ, તો તેનો વૃદ્ધ પિતા પૂજાની સમાપ્તિ કરીને અમસ્થો બાહાર આવ્યો હતો તેને પણ પોતાની દીકરી

ઘણી રૂપાળી દીસેછે એવું સમજીને અતિશય આનંદ ઉપન્યો, પછી હસતાં હસતાં કેમ? પૂજા ભુજા કરી કે, એવું તેણે તેને પૂછ્યું, પછી તેણે હાસ્યવદન કરીને પૂજા કરી માટેજ આવી એમ કહ્યું. પછી જયપુરથી અશ્વાર આવ્યો હતો, તે માંહ આવ્યો, અને શાંતવર્માને સલામ કરી તેણે મુખઆગળ કાગળ મૂક્યો. પછી કાગળમાં લખેલી વાત સુણવાને મુકતમાળા ઊભી રહી છે. એવું જાણી તેણે મ્હોટેસ્વરે વાંચવાનો આરંભ કર્યો તે આ પ્રમાણે:—

સ્વસ્તિશ્રી ઇરાવતી નગરી મહાશુભસ્થાને તીર્થ સ્વરૂપ રાજ્યમાનરાજ્ય શ્રી શાંતવર્મા, જયપુરથી લિખિતંગ સેવક શુકલાક્ષના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વિજ્ઞાપના વિશેષ બે દિવસ પેહેલાં અહિંથી દસ કોસ ઊપર સુમારે પાંચસે બંડવાળા એકઠા થઇને તેમણે રાજાની અશ્વારી શિકાર કરીને પાછી આવતાં તેમના ઉપર એકાએક હલ્લાં કરી, અને કેટલાએક લોકોને ઠાર મારીને ઘણું ભંગાણ પાડ્યું એ બંડવાળાના સંકેતની વાત સુમારે રાત્રિના આઠ વાગતાં મને મળી પછી હું હજાર અસ્વાર સાથે લઇને ઊતાવળથી તહિં ગયો અને તેમનો નાશ કરીને પચાસ સાઠ માણસ કેદ કર્યા. જો હું ગયો ન હતતો. તેઓ રાજા સહિત સહુને ઠાર મારત. એ વાતમાં દુ:ખની વાત એ થઈ કે એ બંડવાળાઓમાં

આપણા ધનશંકરરાવ સામેલ હતા એવું તે કેદી લોકોએ માર મારતાં માન્યુંછે. રાજાએ ધનશંકરનું ઘર જપ્ત કરીને ઝાડો લેતાં બે પત્ર મળી આવ્યાં. એવા અવિચારની વાત તેમણે કેમ કરી એ મ્હોટું આશ્ચર્ય લાગેછે. એટલું થતાં જો તેમણે પેહેલેથીજ મને કહ્યું હોત તો ગમે તે પ્રયત્ન કરીને તેમને આ સંકટમાંથી ઉગારત. ફાંશીની શિક્ષા થવાની હતી પરંતુ કૃપાકરીને રાજાએ જન્મટીપની શિક્ષા આપી. એવું (વાંચતાંજ તેની અને મુકતમાળાની આંખ્યો માંથી આંસુ પડવા લાગ્યાં.) એ જોઇને મને ઘણું દુઃખ ઉપજેછે, અહિ મારો રાત્ર દિવસ ઉદાસમાંજ જાયછે, આપની એકની એક દીકરી તેનું એવું થયું તેણે કરીને આપને અતિશય દુઃખ થશે મારી મુક્તમાળા આ વાત સાંભળીને શું કરશે.? હવે તેનો જન્મારો કેમ જશે? આવી વાત વાંચતાંજ તેનો કંઠ ભરાઈ ગયો, આંખ્યો એ કંઈ દેખાય ન દેખાય એવું થયું, હાથમાંથી પત્ર પડી ગયું, પછી બેહુજણ બુમો પાડતાં પૃથ્વી ઉપર પડયાં; કેટલાએક કારકુન અને આશ્રિત પત્ર વાંચતાં પાસે હતા, તેઓ તેમને સમજાવવા લાગ્યા. બુમારોળ સાંભળીને સોમદત્ત મેડા ઊપરથી હેઠે આવ્યો. મુકતમાળાની માતા દેવઘરમાંથી ઘાબરી ઘાબરી બાહેર આવી પછી, ઘરના સઉ ચાકરો એકઠા થયા. ચોકશી

કરવાથી તે ખબર સહુના જાણવામાં આવી; તેસમે ભાગ્યશીલા અને સોમદત્ત એ બેહું જણ ઉતાવળથી બુમ પાડી ઉઠ્યા. આશ્રિતની તથા પાડોશીની સ્ત્રિયો રડવા લાગી. સહુના રોદન શબ્દ મળીને એક મ્હોટો કોલાહલ થઈ રહ્યો. એટલામાં મુકતમાળા મુર્છિત થઈ પડી હતી તે ચેતન થઇ; પછી તેણેઘણો આક્રંદ કરવા માંડ્યો. અંગ ઊપરથી ઘરેણાં કાહાડીને ફેંકી દેવા લાગી. એ વાત લાગલગીજ નગરીમાં પસરી. સહુલોકો પોત પોતાન કામ છોડીને તહિ આવ્યા. તેથી એક ગરદી થઈ રહી સહુની આંખ્યોમાંથી આંસુ પડવા માંડ્યાં. ધનશંકર એ નગરીમાં આવ્યો હતો તે સહુ લોકોએ દીઠો હતો એના ઊત્તમ ગુણ સહુ લોકો વખાણતા હતા. એવા અનેક કારણથી જે સો લોકોને દુ:ખ થયું તે લખી શકાતું નથિ. શાંતવર્મા મ્હોટો વિચારવંત જે બીજાઓને શીખામણ દઇ શકે તેના મનમાં શોક ઉપજ્યો પછી નગરીના વૃદ્ધ અને સંભાવિત લોક આગળ થઇને બોલ્યા કે જો આપજ આવો શોક કરશો તો મુકતમાળાને શાંતવન કોણ કરશે. થઇ વાતનો ઉપાય નથિ. પ્રથમ મુકતમાળાને સાંતવન કરીને પછી ધનશંકરને છોડાવવાના ઉપાય આપણે વિચારવા યોગ્યછે. એવું સાંભળીને શાંતવર્માએ સહુ દુ:ખ વિસાર્યું પછી મુકતમાળાને કહ્યું કે તું શોક કરીશ નહિ, તારોવર

મારો સર્વ જીવ છે. તું જો આ પ્રકારે શોક કરીશ તો મારો પ્રાણ ઘણા દિવસ રેહેશે નહિ, તારી સામું જોઇને મારૂં મન ભરાયછે. હવે મારી સામું તથા મારા વય સામું જો, એવું કહીને શાંતવર્મા મુક્તમાળા પાસે ગયો, અને તેના મુખ ઉપર હાથ ફેરવવા લાગ્યો. મુક્તમાળા ઉઠીને બાપને ગળે વળગી પડી "હવે હું કાંતને ક્યારે જોઇશ" એવું કહીને મ્હોટે સાદે રડવાનો આરંભ કર્યો, તે સાભળીને શાંતવર્મા પણ રડવા લાગ્યો, પછી શું પૂછવાનું? ફરીથી એક કોલાહલ થઇ રહ્યો, જેટલા લોક તહિં એકઠા થયા હતા તેટલા સહુ રોવા લાગ્યા. કોઈ પણ છાનું રેહે નહિ, પછી શાંતવર્મા મુક્તમાલાને હાથે ઝાલીને ઘરમાં લઇ ગયો. પછી તેને અનેક વિચારની વાતો કહીને કાંઇક શાંતવન કરી, ગામના લોક પણ હળવે હળવે પોતાને ઘેર ગયા. ઘરના માણસો સઘળા દુઃખિત થઇને પોતપોતાના સ્થાનક ઉપર બેઠા.

જયપુરમાં બીજે દિવસે સવારમાં ધનશંકરની જે અવસ્થા થઇ એ વાત પસરી, તે સાંભળીને સર્વ સજ્જન લોકોને અતિશય ખેદ થયો, ભયાનકે એવી આજ્ઞા કરી કે ધનશંકરના ઘરના સર્વ માણસોને એક વસ્ત્ર ભેર બાહાર કાહાડીને સર્વ ધન સરકારમાં એકઠું કરવું એ પ્રમાણે બીજા બંડવાળાઓને ઘેરથી પણ ધન

આણવું એ આજ્ઞા પ્રમાણે રાજસેવકોએ કર્યું અને તેના અને બીજા બંડવાળાઓના મળીને સરકારમાં પચાસ લાખ રૂપિઆ એકઠા થયા. તે જોઇને રાજાએ વિચાર્યું જે આપણને ખર્ચની અડચણ હતી, તે હવે દૂર થઇ, એ એક મ્હોટો લાભ થયો. જે વેળાએ ધનશંકરની જણેતા અને બીજા તેના ઘરના માણસોને ઘરબાહાર કાહાડ્યા તે વેળાએ દુ:ખી માણસોને એવું લાગ્યું કે હવે આપણ શો ઉદ્યોગ કરી જીવીશું. તે વેળાએ શુકલાક્ષે મનમાં વિચાર કર્યો કે, આ લોકો હવે ઇરાવતીમાં જશે ત્યારે આપણેજ એમને રાખવા જોઇયે, પછી તેણે તેમને મ્હોટા આદર સત્કારથી પોતાને ઘેર આણ્યા. અને થઇ વાતનો મ્હોટો ખેદ કરી તથા ખર્ચનું બંધાણ કરીને તેમને ઇરાવતીમાં પોહોંચતા કર્યા. પછી તે પોતાનો દુષ્ટ હેતુ પાર પાડવામા લાગ્યો. હવે જ્યારે ફતેસિંહે પોતાના પિતાને જન્મટીપ પડી એવું જાણ્યું ત્યારે તેણે શુકલાક્ષને "આ શુ કર્યું" એવું પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે તુંજ બંદિખાના ઉપરછે માટે તારા પિતાને કાંઈ દુ:ખ નથિ. એવું સાંભળીને તેણે આપણું કલ્યાણ કર્યું એવું કહીને પછી તેની સામું કદિ બોલ્યો નહિ, દ્રવ્ય અને મ્હોટો અધિકાર મળ્યો એટલે તે છોડીને માતપિતાદિ આપ્ત મિત્રોનો સ્વિકાર કરે એવા થોડા મળશે. વધારે શું

કહું, કેટલાએક તેમનો ઘાત કરવામાં પ્રવૃત થયાછે ખોળ કરિયેતો એવા ઉદાહરણ થોડાં મળી આવે એવું નથિ.

ધનશંકરના પગમાં બેડિયો ઘાલીને તેને એક અંધારી કોટડીમાં ઘાલી મૂક્યો. પાથરવાને એક કાંબળી અને પાણી પીવાને એક લાકડાનો કટોરો એ વિના બીજું કાંઈ નહિ. ખાવા પીવાની વિપત્તિ વિષે તો કાંઈ પૂછવુંજ નહિ. રોટલો અને ભાજી એકજ વેળા ખાવાને મળતું હતું. એ બંદિખાનામાં બીજા બંદીવાનોને તો ખાવાનું સારૂ મળતુ હતું, પરંતુ ધનશંકરને તો મારી નાંખવાનો વિચાર શુકલાક્ષના મનમાં હતો, તેથી એવી માઠી હાલત કરી હતી. ધનશંકરને કાંબળા ઉપર સૂઈ રેહે-વાની ટેવ જન્મથી નહિ. તેને કાંબળા ઉપર સૂઈ રેહેવું પડ્યું અને ઊત્તમ અન્ન ખાવાની ટેવ તેને લૂખો રોટલો ખાવો પડ્યો. રાતે એકલા કાંબળા ઉપર ઉંઘ આવતી નહિ, ઓડવાને કાંઈ નહિ તેથી ટાહાડ ખમવી પડતી હતી. માંકણ, ચાંચડ, ડાંસ મછરાં અહોનિશ શરીર ફોલી ખાતાં હતાં. એ પ્રકારનાં સંકટ તેના ઉપર એકદમ આવી પડ્યાં. પોતે કહ્યા પ્રમાણે ચાકરોએ કર્યુંછે કે નહિ તે જોવાને કોઈ કોઈ દિવસે શુકલાક્ષ તહિં જતો હતો. પરંતુ તે નિર્દયને કદાપિ તેની ઊપર દયા આવી નહિ તે તેની સાથે કોઇ દિવસે એક શબ્દ બોલ્યો નહિ

એક દિવસે શુકલાક્ષને તહિ આવ્યો જાણીને અત્યંત ત્રાસ પામેલો તેથી ધનશંકરે દીનપણાથી તેની પ્રાર્થના કરી માકણ, ચાંચણ, અને ટાડ એટલાથી મને ઘણી પીડા થાયછે માટે કૃપા કરીને પેરવાને એક ધોતિયું આપશો તો મારા ઉપર મ્હોટો ઉપકાર કર્યો એવું હું માનીશ, એવું સાંભળી ડોળા કાઢીને તેણે ઉત્તર આપ્યો કે તને કદાપિ ટાડ વાય નહિ અને માકણ ચાંચડ કરડે નહિ એવી ઉતાવળથી તજવીજ થશે એવું કહીને તે ચાલતો થયો. એ પ્રકારના તેના કઠોર શબ્દ સાંભળીને તેણે વિચાર્યું કે દીનવાણી મે મારા મુખથી કહી ન હોત તો ઘણું સારૂ હતું. એવી દુઃખકારક અવસ્થામાં પડવાથી તેનું શરીર થોડા દિવસમાં તેજહીન થઇ ગયું. શકિત ક્ષીણ થતી ગઈ. માતાની અને બીજા ઘરનાં માણસોની શી દશા થઇ હશે એવા વિચારમાં તેનું શરીર સૂકાઈ ગયું. આપણી પ્રિયપત્નીના જાણવામાં આ વર્ત્તમાન આવું હશે ત્યારે તેની શી દશા થઈ હશે. તેનો શોક કદાપિ ઓછો થનાર નથિ. તેને હવે સુખ કેમ કરી થાય. મારા વિના તેને સુખ થનાર નથિ તે પણ મારા વિયોગના દુઃખથી મારી પેઠેજ ક્ષીણ થતી જશે. હવે તે મને મળશે શું! તે હસતાં હસતાં મારી સાથે બોલશે શુ! તે પોતાના સુકુમાર તથા શોભતા હાથ વડે ક્યારે પણ મને ગળે વળગશે શું! એવો શોક કરતાં છતાં

તેનો કંઠ ભરાઈ ગયો, આંખ્યો માંથી આંસુંની ધારા ચાલી. પછી લાંબેસ્વરે નીસાસો મૂકીને કેહેછે. "હરહર! હે ઇશ્વર! આ અન્યાય તેં કેમ કર્યો. હું નીતિથી તારી સાથે વર્ત્તતો હતો ત્યારે મારી ઉપર આવો કોપ કેમ કર્યો? તું સર્વત્ર વ્યાપકછે માટે કોઇયે કાંઈ પાપ કરેલું તો તારા જાણવામાં આવેછે. હે દીનદયાળ તું મારી સામું કેમ જોતો નથિ. તારી સેવામાં કાંઈ મે ચૂક કરી હોય એવું પણ મને લાગતું નથિ. જે કરેલું હશે તે તારાથી ખાનેજ કરેલું હશે. એવું છતાં મારા સર્વસ્વનો નાશ કર્યો અને મને દુઃખસમુદ્રમાં નાંખ્યો તે તને ઘટેછે શું! તારા રાજમાં અન્ય થાયછે એવું તો કહી શકાતું નથિ. સર્વવ્યાપક દયાળુ નીતિમાન ભક્તવત્સલ એવો જે તું તેના રાજયમાં આવી અનીતિ કેમ થઇ. અજ્ઞાની, અવિચારી, લોભી અને વિષયાસક્ત એવા જે અમે તેમનાથી અપરાધ થયાવિના તું કદિ વિમુખ થતો નથિ. તો હે પ્રભુ! મનો ભાવથી હું તારે શરણે આવ્યોછું હવે તું ઉપેક્ષા કરીશ નહિ. ઉતાવળથી દોડ અને મને આ દુઃખથી છોડ. તારાવિના હવે બીજા કોઇનો મારે આધાર નથિ." ઓરડામાં રહીને ધનશંકર એ પ્રકારની પ્રભુની પ્રાર્થના કરતો હતો.

આણીમગ ભયાનકે સહુ બંદિવાનોને ફાંશી દઇને, અને આપણને આ કામમાં સારો લાભ થયો એવું

સમજીને પૂર્વ કૃત્યનો આરંભ કર્યો. જે બે બંદિવાનોને શુકલાક્ષે છોડી મૂકવાનું વચન આપીને ધનશંકરથી વિરૂદ્ધ સાક્ષી પૂરાવી હતી તેમનેપણ ફાંસી દીધી. કારણ કે જો એ જીવતા રેહેશે તો આગળ પાછળ અડચણ કરશે એવું શુકલાક્ષને લાગ્યું તેથીજ એવું કૃત્ય કર્યું. એવો ભયંકર અનર્થ જોઇને રાજયના લોકો ગભરાઈ ગયા. જે એકઠા મળીને રાજાની વિરૂદ્ધ બેત કરતા હતા તેમને ઘણી દેહેસત પડી. તેમને એક મ્હોટી વાત અનુકૂલ થઈ તે એવી કે હાથ આવેલા કેદિયોમાંથી કોઇયે કબૂલ કર્યું નહિ કે આ બંડમા બીજા કોઇછે. કદાપિ કોઈના ઉપર કેવો પ્રસંગ આવી પડશે એવું સહુના મનમાં હતું આ અનર્થથી તેમનું ધૈર્ય જતું રહેલું ન હતું, તેમાં લોકોની અધિક અધિક વૃદ્ધિ થવા માંડી હતી. આ ઉદાહરણથી રાજા એ સુધરવું હતું. પરંતુ તેણે ન સુધરતાં લોકોને ઘણો ત્રાસ દેવાનો આરંભ કર્યો. તેના મંત્રિયે તેને એવું કહ્યું કે, આ એક વાત સારી બની કે આ ભયથી હવે લોકો પુનઃ એવું કરશે નહિ એવો તેમણે નિશ્ચય કરીને પછી દેશની ઉત્તમ ઊત્તમ સ્ત્રિયોઉપર જુલમ કરવાનો આરંભ કર્યો. આ અવસર ભલોછે, એવું મનમાં આણીને શુકલાક્ષે એકાંતમાં રાજાને કહ્યું કે, ધનશંકરની સ્ત્રી મુક્તમાલા એવી રૂપાળીછે કે એની આગળ રંભા પણ તુચ્છ છે માટે એવું સ્ત્રી

રત્ન આપ સરકારને યોગ્યછે એવું મને લાગેછે. પછી રાજા બોલ્યો કે, મેં પણ તેનું લાવણ્ય એવુંજ સાંભળ્યું છે. પરંતુ ઉઘાડો જુલમ કરી શકતો નથી. કેમકે કદાપિ એમ કરતાં મ્હોટો અનર્થ થઈ જાય, માટે ઘણું ખર્ચ થાય તો ચિંતા નહિ પણ તે યુક્તિ વડે સાધ્ય થાય તો ઘણું. સારૂં હું યત્ન કરૂંછું તે સફળ થયા પછી રાજાને જણાવીશ એવું શુકલાક્ષે રાજાને કહ્યું રાજાને મ્હોટો આનંદ થયો. પછી બોલ્યો કે તું એ કામ કરીશ એવી મારી ખાત્રીછે. પછી શુકલાક્ષ જોઈયે તેટલા રૂપિયા ખજાનામાંથી લેવાનો હુકમ લઈ ઘેર ગયો.

શુકલાક્ષે પૈસા મેળવવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે તજવીજ કરી. મુક્તમાલાને આણીને રાજાને આપવાનું મન તેનું મુદ્દલ હતુંજ નહિ તેને ઠાર મારીને શાંતવર્માની સર્વ સંપત્તિ મેળવવી એ તેનો મુખ્ય હેતુ હતો. રાજાને એવું કહ્યાથી પૈસા પણ મળે અને પ્રસંગે જોઈયે તેવો અધિકાર પણ ચલવાય એવું તેણે મનમાં આણ્યું હતું. પછી ઘેર આવીને શી તજવીજ હવે કરવી એ વિષે તે વિચાર કરવા લાગ્યો. પછી તેણે તહિં એક ધૂર્ત્ત દંચાક્ષરી જુવો હતો તેને બોલાવી આણીને એકાંતમાં લઈ જઈ કહ્યું કે, મારૂ એક કામછે તે તું સારીપેઠે કરીશ એવું મને લાગેછે. પરંતુ કોઈ આગળ વાત કેહેવી નહિ એવા શપથ ખા. પછી જો કહિ બાત કરીશ તો તને મૂળમાંથી

ઊખેડી નાંખીશ. એવી તેણે તેને ધમકી પણ દીધી તે બિચારો ગભરાયો અને હાથ જોડીને બોલ્યો મહારાજ હું આપનો સેવક છું. આગ્ના પ્રમાણે વર્ત્તીશ, આપની સાથે બગાડ કરૂં તો મારાથી જીવતા રેહેવાય નહિ, હવે મને આપ આગ્ના કરો. પછી તે બોલ્યો કે તને દ્ધારાવતીની ખબરછે કે નહિ? તે બોલ્યો-છે. ત્યારે તહિં ધનશંકરની સ્ત્રી મુક્તમાલા પોતાના બાપને ઘેરછે. તે ઠેકાણે જઇને તેને કોઇપણ ઉપાયે ઠાર મારીને તેનું માથુ મને દેખાડવામાટે આણ. એવું કામ જો તું સારીપેરે કરીશ તો તને પાંચ હજાર રૂપિઆ બખશીસ આપીશ આ કામ કરવાની પૂર્વે ખર્ચ કરવામાટે તને હજાર રૂપિયા આપુંછું તે લે. એવું સાંભળીને તે બોલ્યો કે આ અઘરૂં કામ જીવ સાટાનુંછે ખરૂં પરંતુ પાર પડશે એવું લાગેછે. પછી શુકલાક્ષે હજાર રૂપિયા આપીને સવારમાંજ નીકળ એવું તેને કહ્યું. પછી તે સલામ કરીને ચાલતો થયો. તે ભૂવાને એકદમ હજાર રૂપિયા મળ્યા તેથી અતિશય આનંદ થયો. પાંચ હજાર રૂપિયા મલશે એટલે હું મ્હોટો શ્રીમંત થઇશ પછી અનેક પ્રકારના વિષયોપભોગ ભોગવીશ. એવા અનેક પ્રકારના તરંગ તેના અંતઃકરણમાં ઉઠવા માંડ્યા હવણાં રાજ્યમાં શુકલાક્ષનો એટલો અધિકાર છે કે જે કરે તે પૂર્વ દિશા. પછી તેની આપાગ્ના ઉપર પૂર્ણ કૃપા

થશે. પછી મારે શી કમી રહી. જે ગમશે તે કરીશ, એવા મ્હોટા મ્હોટા વિચારોમાં તેનાં અંતઃકરણ છેક ભૂંડી ગયાં. વાટમાં જતાં જે લોક આજુબાજુના દેખાતા હતા તે સર્વ આપણાથી ઘણા હલકા એવું તેના જોવામાં આવ્યું. પરંતુ હું તે કરનાર શું? અને તે યોગ્ય કિંવા અયોગ્ય એ વિચાર ભણી તેનાં અન્તઃકરણ મુદ્દલ વળયાં નહિ. એવો વિચાર કરીને તે પોતાની સાથે એક બે માણસ રાખીને ધરાવતી જઈ પોહોંચ્યો. તે માણસોને તેણે પોતાની મુખ્ય વાત કહી નહિ. પછી તે નગરીમાં જ્યાં મુક્તમાળાની દાસી રેહેતી હતી ત્યાં જગા લઇને તેણે પોતાનો ઢોંગ ચલાવવાનો આરંભ કરચો. માણસોને ઘલાયદે ઠેકાણે રાખ્યા હતા લોકોમાં જૂઠી કીર્ત્તિ ચલાવવાનું કામ માં રહચાવિના બને નહિ. તેઓ લોકોને એવું કેહેતા હતા કે આ બાવાની કીર્ત્તિ સાંભળીને એને અમે અમારે ગામ લઇ જવાને આવ્યા છિયે. આ બાવો લોકોને વળગેલાં ભૂત કાહાડેછે ગમે તેવો રોગ હોય તો તેનો મંત્રે કરીને નાશ કરી શકેછે. આ બાવો લોકોનું ભવિષ્ય કહી આપેછે. એથી વધારે શું કહિયે. જો એ મનમાં ધારે તો અહિનું ગામ તહિ અને તહિનું અહિ એવું કરી શકેછે. ગારૂડી વિદ્યામાં પણ આ બાવો ઘણો કુશલછે.

એવી ગપો ચલાવવાથી ભોળા લોકોમાં તેની મ્હોટી

પ્રતિષ્ટા વધી, અને હજારો ભોળા લોકો તહિ એકઠા થવા લાગ્યા. મુખ્યત્વે કરીને સ્ત્રિયોની ઘણી ગરદી થવા માંડી. બાવા પાસે લોકોની સભા ભરાતી હતી તેમાં આકાશથી મિઠાઇ, નાળિએર, ખારેક, બદામ, પાન, સોપારી અને અનેક પ્રકારનાં ફળ આવી પડતાં હતાં, તે જોઇને લોકોને મ્હોટું આશ્ચર્ય લાગતું હતું. પરંતુ એ સર્વ તેના માણસોનું કામ હતું. એ જણશો બાવા સહુને વેંહેંચી આપતો હતો. લોકોનાં ભૂત કાહાડવાનો ઊપક્રમ ઘણોજ બાવે ચલાવ્યો. તહિના લોકો ઘણા ભોળા હતા તેથી તે મ્હોટો મહાપુરૂષ થઈ પૂજાવા લાગ્યો. જેની સામે જોઇને બાવો ભાષણ કરે, તે મ્હોટો ભાગ્યવંત ગણાતો હતો. કારણ કે ઘણા લોક એકઠા થતા હતા તેમાં સાધારણ લોકો તો કાંઈ ગણમાંજ હતા નહિ. ગામના લોકો અહોનિશ એજ વાત કરતા હતા. આ બાવા વિષે નાનાપ્રકારની વાતો સાંભળીને એક દિવસે મુક્તમાલાના મનમાં આવ્યું કે એક વાર આપણેપણ જઇને તે બાવાને મળવું. એવું મનમાં આણવાનું કારણ એટલુંજ કે આપણા પ્રિય પતિને એક વાર મળવા વિષે તેના અંતઃકરણમાં મ્હોટી ઉત્કંઠા થઈ હતી એ કારણથી તેના મનમાં તેજ વિચાર અહોનિશ થતો હતો. તે પતિ વિયોગના દુઃખમાંજ દિન ગાળતી હતી. પરંતુ તેનો દયાળુ પિતા તેની દુઃખી મુદ્રા જોઇને અત્યંત

દુઃખ ધરતો હતો. પણ તે તેની પાસે હતી તેથી તેનું દુઃખ વિસરી ગયા જેવું થતું હતું. સગાં ભાઈ બેહેનથી વધારે પ્રીતિ મુક્તમાલા અને સોમદત્તને હતી. સોમદત્ત ભાઈના સહવાસથી મુક્તમાલાના મનમાં કાંઇક વિશ્રાંતિ થતી, તે અનેક પ્રકારના ઉપદેશ અને મનોરંજક વાતો કહીને તેના અંતઃકરણનું દુઃખ ઓછું કરવામાં મન દઇ લાગ્યો હતો. પરંતુ હોકા યંત્રના લોહ ચુંબકની શળી બીજી દિશાએ ફેરવતાં ક્ષણભર તે દિશા ભણી રહીને પછી ઉત્તર દિશા ભણી વળેછે એમ એ બેહુનો વિયોગ થયો એટલે તેનું મન તે પ્રિયકર મૂર્ત્તિ ભણી વળતું હતું એ પ્રકારે તેની દશા થઇ ગઇ હતી.

હવે જે વેળાએ તેના મનમાં તે દાંભિક બાવાને મળવું એવું થયું, ત્યારે તેણે જાણ્યું કે આપણી રૂપળી દાસીને ઘેરજ રહયોછે પછી તેને રૂપળીને પૂછયું કે તારે ઘેર બાવો આવ્યોછે, તે પોતાના મંત્રસામર્થ્યે કરીને મારા પતિને છોડાવીને છાનો માનો મારે ઘેર આણી આપશે? એવું સાંભળીને રૂપળી બોલી બાઇ સાહેબ તે ભૂતાં કાહાડેછે, મ્હોટા મ્હોટા જંદ કાડેછે, રોગ દોષ દૂર કરેછે. મારી હીરી કેહેતી હતી કે તે મ્હોટાં ઘરનાં ઘર ઉચકીને આ બાજુથી પેલી બાજુએ લઇ જાયછે તો તમારૂં કામ કરવું એ તો તેને ઘણું સેહેલુંછે. તમને સારૂં સૂજયું હવે તેને પૂછીશ, પછી મુક્તમાલા બોલી

કે તે એકઠા થાય ત્યારે તું તેને પૂછ અને જે કેહે તે આવીને કેહે. પછી રૂપળી બપોરે ઘેર ગઇ ત્યાં જે વેલાએ બાવાજી એકલા બિરાજતા હતા તે વેળાયે બાવા પાસે જઇને હાત જોડીને બોલી. બાવા મહારાજ મારે કાંઇ આપને પૂછવુંછે માટે એકાંત કરવું જોઇયે. પછી બાવા મહારાજ પાસે એક બે જણ બેઠા હતા, તેમને બાહાર જવાને કહયું. પછી રૂપળી આગળ આવીને હળવે હળવે બોલી કે મારી શેઠાણીનો ધણી રાજાએ બંદિખાનામાં નાખ્યોછે તેની ઉપર કૃપા કરીને આપણી મંત્ર વિદ્યાવડે આણી આપશો તો તે તમને જે માગશો તે આપશે. એવું તેણેજ મને પૂછાવ્યુંછે. તેણે ઉત્તર કર્યો કે એ વાત કઠિણ નથી તું તેને અહિ મોકલ્ય. પછી તે શું કેહેછે તે જણાશે એ વાત દાસિયે આવીને કહી તેટલામાંજ મુક્તમાલાને અત્યંત આનંદ થયો. આ વાત કોઇને કહીશ નહિ એવું તેણે દાસીયે કહ્યું પછી એકાંતે બાવાને મળવાનો વિચાર કર્યો.

પછી એક દિવસે એ બાવાની મઢીમાં કોઇ ન હતું એવી તક જોઇને મુક્તમાળા સુમારે રાત્રીના અગિયાર વાગતાં બાપથી છાની તહિ ગઇ તેની પાસે તે વિશ્વાસી દાસી હતી. તહિ જઇને બાવાને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને વિનતિ કરી કે મહારાજ, મને એવું લાગેછે કે મને દુઃખ સાગરમાંથી પાર પાડવાને

આપને ઇશ્વરેજ અહિં મોકલ્યાછે. એમ ન હોય તો તમારા ચરણનું દર્શન મને ક્યાંથી થાય. મને પોતાની દીકરી જેવી ગણીને સંસારમાં રાખો તો તમારો ઉપકાર જીવતા લગી ભૂલવાની નહિ. વળી તમે જે માગશો તે આપવાને મારો પિતા કદિપણ આગળ પાછળ જોનાર નથિ. એવું સાંભળીને તેણે ઉપર આકાશ ભણી જોયું અને ધ્યાન કર્યા જેવી મુદ્રા દેખાડીને બોલ્યો કે મારી માતાએ મને કાંઈ ઓછું આપ્યું નથી. હું વનમાં જઈ બેસું તો મનમાં ધારૂં તે કરી શકુ-લોકોની એક કોડીની મારે ઇચ્છા નથિ. મનમાં આવે તો લાખો રૂપિયા લોકોને આપવાનું મારામાં સામર્થ્ય છે. હવે ગામો ગામ હીંડવાનું મારે કારણ એટલુંજ છે કે જે લોક અનેક પ્રકારની વ્યાધીથી અનેક દુઃખથી પીડાયછે તેમના ઉપર ઉપકાર કરવો, એથી બીજો કાંઈ હેતુ નથિ. અને જેવાસ્તે મને તું બાપ પ્રમાણે માનેછે તે અર્થે તને કન્યા સમજીને તારૂં કામ કરીશ. પરંતુ તારા કહ્યા પ્રમાણે થવાને એક અડચણ છે. મારી મંત્ર સત્તા રાજ્ય ઉપર ચાલતી નથી એટલામાટે તારો પતિ મંત્રથી અહિં આવશે એવું થવાને કઠિણછે. તને મંત્ર સિદ્ધ કરી આપું એટલે તુ તહિં જઈશ અને તેની સાથે તારી ગાંઠ પડશે પછી તેજ મંત્ર તેને સિદ્ધ કરી આપીશ એટલે તમે બેહુ જણ પોતાના ઘરમાં આવી પડશો. હવે તને મંત્ર

સિદ્ધ કરી આપવાને અહિંથી આઠ દિવસની વાટ-ઉપર ડુંગરમાં મારી લીલાંબરી નામે દેવીછે, તહિં જવું પડશે. તહિં ગયા એટલે એક રાત્રિમાં કામ થશે સર્વ સામગ્રી તૈયાર કરી તે દેવી આગળ બેશી હું કહું તે પ્રમાણે મંત્ર જપો એટલે કાર્ય સિદ્ધ થશે. પણ તારે મારી સાથે આવવું પડશે બીજા સાથે આવે તે કોઈ ઉપયોગના નથિ. એવું કહીને તેણે "જય જગદંબે" કહીને ઉંચો હાથ કર્યો એટલામાં એક હલદરનો અને બીજો કુંકુંનો એવા બે પડા તેના હાથમાં આવી પડ્યા અને આકાશમાંથી એક નાળિયેર અને કાંઇક બારેકો અને બદામ એકાએક એ બેહુની મધ્યે આવી પડ્યા. આ તું પ્રસાદ લઈ જા એવું કહીને તેણે તે સર્વ મુક્તમાળાને અર્પણ કર્યુ અને કહ્યું કે હવે તું જા અને પૂરો વિચાર કરીને મને કેહે જે હું જોઇયે તે વેળાયે તારેવાસ્તે શ્રમ કરવાને તૈયાર છું પછી તે નમસ્કાર કરીને ચાલતી થઈ. મુક્તમાલા કોઈ ન જાણે એમ છાની ગઈ હતી. તે પ્રમાણે પાછી છાંની આવીને પોતાની પથારીમાં સૂઈ ગઈ. બાવાએ મંત્ર સામર્થ્યે કરી જણશ આણેલી જોઇને તે છેક વિસ્મિત થઈ ગઈ હતી. અને તેના મનમાં એવો વિશ્વાસ બેઠેલો હતો કે આ કોઇ અલૌકિક પુરૂષછે. એ કહ્યા પ્રમાણે કરશે એમાં કાંઈ સંશય નથિ. આપણા પ્રિયપપતિની ભેટનો લાગ આવ્યોછે, એવા વિચા-

રમાં તે નિમગ્ન થઈ ગઈ એવા પ્રસંગમાં નિદ્રાતે ક્યાંથી આવે એ વાત પિતાને અને સોમદત્તને કેહેવી કે ન કેહેવી એ વિષે તે વિચાર કરવા લાગી. એકદા તેને એવું લાગ્યું કે આ વાતમાં તેઓ મ્હોટા આનંદથી સંમતિ આપશે. વળી મનમાં વિચાર્યું, કે બાવા સાથે વેગળે પંથે જવાને તેમના મનમાં અનેક સંશય આવશે એવું વિચારતાંજ તેને લાગ્યું કે તેમને શંકા થશે અને બાવા સાથે તો ગયા વિના કાર્ય સિદ્ધ થશે નહિ. હવે એ વિષે મારે પણ પૂરો વિચાર કરવો જોઇયે. નહિ તો વનમાંથી નીકળી અગ્નિમાં પડવા જેવું થશે. વળી વિચારે છે કે એવું થશે નહિ. એ બાવો ઘણો સજન દેખાય છે, તેણે મને પોતાની દીકરી કહીછે. મારૂં મન વેહેમી છે માટે એવા ખોટા ખોટા વેંહેમ આવેછે. પછી તેણે એવો નિશ્ચય કર્યો કે કોઇને પૂછવું નહિ એકલી રૂપેલી-નેજ સાથે લેઇ જવી. પછી બીજે દિવસે તે દાસી સાથે પોતાનો વિચાર તેણે બાવાને જણાવ્યો. અને રાતે પોતાને ઘેર જઈ તેની સલાહથી એવું ઠરાવ્યું કે એક દિવસે બેહુને જવું એ ઠીક નહિ બાવાએ બે દિવસ આગમચ જવું, ત્યાર પછી ત્રીજે, દિવસે ગામની બાહાર ફલાણે ઠેકાણે મુક્તમાળા તથા દાસી આવે ત્યાં બાવાએ બે સાથે ઘોડા લઇ તૈયાર રેહેવું એવું ઠરાવી મુક્તમા-લાએ એક હજાર રૂપિયાના દાગીના ઘોડા વેચાતા લેવા

આવ્યા. પછી તે સંકેત પ્રમાણે હું આવીશ એવું કહીને બાવા નમસ્કાર કરી તે પોતાને ઘેર આવી.

આપણો શ્રમ સફળ થયો એવું જાણી બાવાને ઘણું સારૂં લાગ્યું, પછી તેણે પોતાના માણસોને કહ્યું કે તમારે હવે જયપુર જવું અને શુકળાક્ષ મહારાજને એવું કેહેવું કે આજને બારમે દિવસે કહ્યા પ્રમાણે કામ કરતે કરી સંકેત પ્રમાણે આવી મળીશ. વારૂ કહીને તેઓ રસ્તે પડ્યા. પછી બાવોપણ તહિંથી નીકળ્યો અને પાંચ પાંચસે રૂપિયાના બે ઘોડા સહિત સર્વ તૈયાર કરી ત્રીજે દિવસે રાતે તે સંકેત કરેલે ઠેકાણે આવીને ઉભા રહ્યા.

અહિં મુક્તમાળા રાત્રીના સુમારે આઠ વાગતાં સર્વ આટોપીને પોતાના મંદિરમાં ગઈ અને તેણે જે કાંઈ પોતાનીસાથે લેવાનું હતું તેની એક ન્હાની ગાંઠડી કરી. પછી " હું કાંઈ કામવાસ્તે બાહાર ગઈછું સુમારે બારમે દિવસે પાછી આવીશ માટે કાંઈ ચિંતા કરશો નહિં " એવી ચીઠી લખીને તેણે પથારી ઉપર મૂકી પછી નવ વાગતાં તે ગાંઠડી કાખમાં મારીને અને માથે ટોપી ઘાલીને પાછલે બારણે થઇને ચાલતી થઈ. તે દિવસે અંધારિયું હતું, તેણે કરીને અંધારામાં કોઇ દેખી શકે એવું ન હતું એ અનકૂલતાથી દાસીને લેઇ ગામ બાહાર નીકલી ગઈ, પછી તે સંકેત સ્થળમાં બાવો આવીને

વાટ જોતો હતો પછી બાવાને વંદન કરીને ઘણું ન બોલતાં બેહુજણ એક ઘોડા ઉપર બેઠાં અને બીજા ઘોડા ઉપર બાવો બેઠો. પછી બાવાનો ઘોડો આગળ અને એનો ઘોડો પાછળ એવી રીતિથી ઝપાટામાં ઘોડો હાકીને તેઓ સૂર્યોદયને સુમારે પંદર કોસ મજલ કરી ગયાં પછી ઘોડાં થાક્યાં અને આ પાસેના અરણ્યમાં દિવસે ચાલવું ઠીક નહિ એવું બાવાએ મનમાં આણ્યું અને આડેમાર્ગે જઇ એક અરણ્યમાં મુકામ કર્યો. સર્વે સાહિત્ય સાથે લીધું હતું. પછી ભોજન કરીને રાત્રિયે જાગરણ થયેલું હતું માટે સર્વે સ્વસ્થ થઇને ઉંઘી ગયાં. સુમારે ચાર વાગતાં ઉઠીને બીજો થોડો ઘણો આહાર કર્યો પછી દીવો કરવાની વેળાયે માર્ગે પડ્યાં વાટે બાવાએ પોતાની બડાઇની અનેક પ્રકારની વાતો કહી. તેણે કરી પોતાનું વિશ્વાસુપણું અને પરોપકાર બુદ્ધિપણુ તેના ભોળા અંતઃકરણમાં પૂર્ણ પણાથી ભરી દીધી એ પ્રકારે સાત દિવસ લગી માર્ગે ચાલીને તે બાવો તેમને સાથે લઇને એક ન્હાના ગામડામાં આવી ઉતર્યો અને તહિથી સુમારે પાંચ ગાઉ ઉપર એક ડુંગર દેખાતો હતો તેણી મગ આંગળી કરીને બોલ્યો કે આ મારી લિલાંબરી દેવીનો ડુંગર છે એને નમસ્કાર કર. તેણે મ્હોટા મનો ભાવથી નમસ્કાર કર્યો. પછી બાવાએ મુક્તમાલાને કહ્યું કે આજ તારી અને તારા સ્વા-

માની ભેટ કરી આપૂચ્છું. હું હવે સર્વ સામગ્રી તૈયાર કરવા માંડુંછું અને રાત્રિયે સામાન સંભાળવાને દાસીને મુકીને આપણ બેહુજણ ઘોડા ઉપર બેશીને તહિ જઇયે. મુક્તમાલાએ થોડું હસીને ઘણું સારૂંછે એવું કહ્યું પછી ભોજન થયા પછી ધૂપ, કપુર, ફૂલ, લીંબું, અડદ ઇત્યાદિ અનેક જનશો બાવાએ આણી. પછી રાત્રિના આઠ વાગતાં મુક્તમાલાને સાથે લઇ તે ડુંગર ભણી ચાલતો થયો.

અહિ જયપુરમાં તે બાવાના માણસોએ શુકલાક્ષને બારમે દિવસે સંકેત પ્રમાણે બાવો આવશે એવું કેહેતાંજ આપણી કાર્યસિદ્ધિ થઈ એવું તેમને લાગ્યું અને મ્હોટો આનંદ થયો. ધનશંકરને ત્રાસ દેવાનો તેણે ક્રમ ચલાવ્યો. હતો. તેણે કરી તે બિચારો છેક ક્ષીણ થઈ ગયો હતો. ઉઠવા બેસવાનું સામર્થ્ય રહ્યું નહિ. પછી એક દિવસે તે બંદિખાનામાં એક બંદિવાન મરી ગયો. તે વારે આ-લાગ સારોછે એવું જોઇને શુકલાક્ષે ફતેસિંહ પાસે ધનશંકર મરણ પામ્યો એવી રાજાને ખબર કરાવી. પછી સર્વ લોકોને જાહેર કરવા સારૂ તે તેનો સંબંધી હતો માટે સ્મશાન યાત્રાદિ કર્મ શુકલાક્ષે પોતે કર્યું, અને ફતેહસિંહને કાહાવી મોકલ્યું કે ધનશંકરના ખાવાના પદાર્થમાં સારૂં અફીણ નાખ્ય. એ પ્રકારે તે સજન પુરૂષના અલ્પ વયમાં એવો નઠારો પરિણામ થયો તેણે

કરી સહુ લોકોને માઠું લાગ્યું. વારૂ, તેજ દિવસે રાત્રિના સુમારે બાર વાગતાં શુકલાક્ષ બંદિખાનામાં ગયો. ધનશંકર બિચારો અફીણના ઘેનમાં મગ્ન થઇને પડ્યો હતો. પછી તેની એક પિછોડીમાં ગાસડી બાંધીને તેણે ફતેસિંહને કહ્યું કે પાછલે બારે જા અને નદીને કાંઠે ચાલીને અર્ધકોસ ઉપર ધરો છે તેમાં એને નાખીને પાછો આવ્ય. તે પ્રમાણે ફતેસિંહે કર્યું અને તે પાછો આવ્યો. પછી તે બેહુજણ પોતપોતાને ઠેકાણે ગયા.

આગળ કાંઇક દિવસ ગયા પછી એક દિવસે પ્રાતઃ-કાળમાં અરૂણોદયને સુમારે શુકલાક્ષ ઉઠીને બાહાર આવે છે એવામાં તેને ચાકરે કહ્યું કે મહારાજ મેં હવણાં મ્હોટો ચમત્કાર જોયો; હું વાટે ચાલતો આવતો હતો એવામાં એક ઘોડેસ્વારને કોટવાળે પકડ્યો તેનો ઝાડો લેતાં તેની પાસેથી કોઈ બાયડીના હાથ પગ કાપેલા નીકળ્યા તેથી તે ખૂની માણસ છે એવું સમજી કોટવાળે તેને ચોકીમાં બેસાર્યો. અને હું આણી મગ આવ્યો એવું સાંભળતાંજ શુકલાક્ષ મનમાં રાજી થયો અને કાંઇ કામનેમિષે બે સિપાઇ સાથે લઇ ચોકીઉપર ગયો. તેને જોઇ કોટવાલ સામો આવ્યો અને સલામ કરીને થયેલાં વર્ત્તમાન કેહેવા લાગ્યો. તે સાંભળીને તેને બંદિખાનામાં મોકલો એવું શુકલાક્ષે કહ્યું અને પોતાનો એક સિપાઇ સાથે રાખીને તે ત્રોડેલા હાથ પગસુધાં

પંચાક્ષરી બાવાને ફતેસિંહ ભણી મોકલી દીધા. આ બાવે જ્યારે શુકલાક્ષને ચોકી ભણી આવતો જોયો ત્યારે તેના દેહમાં જીવ આવ્યો, નહિ તો તેને લાગ્યું હતું કે હવે આપણું મોત થશે સંપત્તિ મેળવીને જે અનેક પ્રકારનાં વિષયાદિ સુખ ભોગવી આવી કલ્પના કરતા હતા તેની સમાપ્તિ થઇ. પરંતુ છેવટ તેણે બંદિખાનાની એક કોટડીમાં સુખરૂપે વાસ કરવા માંડ્યો આ બાવાને બંદિખાનામાં મોકલી શુકલાક્ષ પોતાને ઘેર પાછો આવ્યો અને રંગ મેહલમાં સ્વસ્થપણે તકિયા ઉપર ટેકો દઇને મનમાં વિચારેછે કે આજ કૃતકૃત્ય થયા. આરંભેલા કામમાં વચ્ચે વિઘ્ન ન કરતાં ઇશ્વરે કામ પાર પાડ્યું. હવે શાંતવર્માની સર્વ સંપત્તિ આપણે હાથ આવશે. આ નાશ કરવામાં હું છું એવી તેને ખબર નથિ મુક્તમાલાએ આપઘાત કરી એવું રાજાને કહેવાશે. રાજા પાસેથી પણ વીસ હજાર રૂપિયા મળયા, હવે મારા જેવો શ્રીમંત કોણછે પરંતુ અદ્યાપિ સર્વ સમાપ્તિ થયું નથિ. ઇરાવતીમાં જઇ શાંતવર્માને અનેક પ્રકારે શાંતવન કરવું જોઇયે, મુક્તમાલાનો શોધ કરવા-માટે જઇને કહિપણ મહિનો પંદર દિવસ કાહાડીને તેનો કહિ શોધ જડતો નથિ માટે તેણે આ દુઃખથી જીવ કાહાડ્યો હશે એવી તેની ખાત્રી કરી આપવી જોઇયે

ત્યારે આપણો જીવ ઠેકાણે બેસશે. એવા વિચારમાં તે નિમગ્ન થઈ ગયો.

અહિં ધારાવતીમાં જે રાતે મુક્તમાળા નીકળી ગઇ તેને બીજે દિવસે પ્રાતઃકાળમાં ઘરનાં સર્વે માણસો ઉઠીને પોતપોતાને કામે લાગ્યાં, સુમારે સાત વાગ્યા, ત્યારે મુક્તમાળા ઉઠી નથિ એવું કોઇ પરસ્પર બોલ્યા, એ વાત શાંતવર્માને કાને પડતાં તેણે સોમદત્તને હાક મારી અને મુક્તમાળા હજી કેમ ઉઠી નથિ, તેની પ્રકૃતિ સારી નથિ શું? એની ચોકશી કર એવું કહયું તેને પણ આશ્ચર્ય લાગ્યું અને દોડતો તે તેના મંદિરમાં ગયો અને જુવેછે તો પથારી ખાલીછે, પછી હવણાં ઊઠીને ક્હેંક ગઇ હશે એવું તેને લાગ્યું, પછી ઠેકે આવીને ચોકશી કરેછે તો તેનો કહિં શોધ જડયો નહિ, અહિં સોમદત્તને વિલંબ લાગેલો જોઇને પ્રેસાને પૂજા કરવાનું અટકેલુંછે, તેણે બીજા માણસને મોકલ્યો એટલામાં મ્લાન વદન કરીને સોમદત્ત દેવઘર પાસે આવ્યો અને તે ઘરમાં કહિં જડતી નથિ એવું કેહેવા લાગ્યો. તે સાંભળીને ડોસો પૂજા તજીને ગાભરો ગાભરો તેના મંદિરમાં તેને સાથે લઇને ગયો, તહિં કોઈ નથિ એવું તેણે જોયું. સોમદત્ત આગળ થઇને જુવેછે તો બિછાના ઉપર એક ચીઠી પડેલી દીઠી તે લઇને તેણે વાંચી, પછી શાંતવર્માના હાથમાં આપી તેણે તે વાંચીને કપાલે

હાથ ફેરવ્યો. પછી બોલ્યો હું હતભાગ્ય આવા ઉત્તમ ગુણનું કન્યા રત્ન મને ક્યાં મળશે. હે પ્રભુ! મારે સંતાન ન હતું તેણે કરીને હું ઘણો સુખી હતો જે તેં કન્યા આપી તે આંધળી, ઠુંઠી, પાંગળી, કુરૂપ, ગાંડી એવા પ્રકારની આપી હોત અને તેનો આ પ્રકારનો બનાવ બન્યો હોત તો મને આટલો શોક થાય નહિ. તેના ગુણ કેટલાક કહું, મને વૃદ્ધપણામાં દુઃખ થાય નહિ માટે આપણું દુઃખ એક મગ રાખીને તે હાસ્યવદન કરીને મારી પાસે બોલતી. પરંતુ તેના મનને અતિશય દુઃખ થાયછે એવું બાહારના ચિન્હો ઉપરથી મારી નજરે આવતું હતું. તેને ચાર માસ થયેલાછે જો કદાપિ તેને છોકરો થશે તો તેનું અને મારૂં દુઃખ ઓછું થશે એ આશાએ હું જીવનું સમાધાન કરતો હતો. બારમે દિવસે પાછી આવીશ એવું લખ્યુંછે તે વ્યર્થછે તેનાથી તે દુઃખ સહન થતું નથિ માટે પોતાના જીવનો નાશ કરવા ગઇ એમાં સંશય નથિ એ પ્રકારે તે વિલાપ કરવા લાગ્યો. સોમદત્તને આ આગળ કરતાં હવણાં ઘણું દુઃખ થયું તેની આંખ્યોમાંથી આંસુની ધાર ચાલી તે કાંઇ કરતાં છાંનો રેહે નહિ પછી તે પોતાની ઓરડીમાં જઇ વિલાપ કરવા લાગ્યો હે પ્રિયભગિની મુક્તમાલા મને તજીને ક્યાં ગઇછે? મુક્તમાલાની મા અને સાસુ ઇત્યાદિ સર્વ શોકમાં નિમગ્ન થઈ ગયાં. ગામમાં વાત ચાલતાંજ

સર્વ નગરી શોક કરવા લાગી. મ્હોટા મ્હોટા વિદ્વાન અને વૃદ્ધ લોકોએ શાંતવર્માનું શાંતવન કરયું અને શોધ કરવામાટે લોક મોકલવા વિષે તેને સૂચવ્યું પછી તેણે ચોમગ અસવાર અને સિપાઇ રવાને કરયા તેમાંના કેટલા-એક બે દિવસે, કેટલાએક ચાર દિવસે પાછા આવ્યા અને કહિ ભાળ લાગતી નથિ એવું કેહેવા લાગ્યા. એવું સાંભળીને સોમદત્તનું અંતઃકરણ છેક ઉદાશ થયું તેને ઘર ખાવા ધાય એવું લાગ્યું. કહિપણ ચેન પડયું નહિ પછી તેણે શાંતવર્માને કહયું કે મને મોકલો તો હું મુક્તમાળાનો શોધ કરવા જાઉ એવું સાંભળી તેણે મ્હોટા દુઃખનો પોકાર કર્યો અને બોલ્યો કે તમે બેહુ જણની બાળપણથી એક એક ઉપર ઘણી પ્રીતિછે તેથી તેના-વિના તને સુખ થવાનું નહિ અને અતિશય દુઃખ થશે એવું હું પકકું જાણુંછું અને તેનાથી તારા ઉપર કમી પ્રીતિછે એવું નથિ તેના દુઃખથી હું બળુંછું અને તું જઇશ અને તને પણ મુક્તમાળા નહિ મળે તો મને બમણું દુઃખ થશે એવું કરવું નહિ એવું બોલતાં બેહુની આંખ્યોમાંથી આસુની ધારા ચાલી પછી સોમદત્તે મ્હોટા સંકટે કરી પોતાનો શોક મટાડીને હું તેમ કરીશ નહિ એવું કહયું પછી તેની આજ્ઞા લઇ બીજે દિવસે તેનો શોધ કરવા ચાલ્યો.



# भाग ५.

## श्लोक.

जे भक्तछे प्रभुतणा जगमांहि सारा ॥
तेने उपद्रव करे जन जे नठारा ॥
जे भक्तवत्सल सदा निजभक्त तारे ॥
ते साधुने सदय संकटथी उगारे ॥१॥

પંચાક્ષરી બાવો ઇરાવતીમાં હતો તે વારે તેની પાસે મુક્તમાળા ગઈ ત્યારે તેનું સુંદર રૂપ જોઈ તેનું અંતઃકરણ મોહિત થઈ ગયું હતું. પછી તેણે પોતાની બેહુ પાપની મતલબ સાધીને શુકલાક્ષને પણ ઠગવાનો વિચાર કરયો. અને એજ હેતુથી બિચારી ભોળી સ્ત્રીને તેણે એટલે ઘગળે લીધી. પછી તેણે ગામડામાં દાસીને રાખીને મુક્તમાળાને મંત્ર સિદ્ધ કરી આપવામાટે રાત્રિયે ડુંગર ભણી લીધી. એ પાછળ કહયુંજછે એ બાવો એ ડુંગરનો ભોમીયો હતો માટે આડેમાર્ગે જવાને તેને કાંઈ અડચણ પડી નહિ. જયાં લગી ઘોડો જાય એવો માર્ગ હતો ત્યાં લગી ઘોડા લીધા પછી તેમને ઝાડ સાથે બાંધી મૂક્યા અને બોજો ખાંધે લઇ મુક્તમાળા સહિત ડુંગરાની વચ્ચે એક ગુહા

હતી ત્યાં ગયા અને ગુહાનાં બાર ઊઘાડીને માંહ પેઠો તેની પાછળ મુક્તમાલા પણ પેઠી તેને તે ગુહા મ્હોટી ભયંકર લાગી. માંહિ મ્હોટો સિંદૂર ચોપડેલો પથર હતો તેને જય લીલાંબરી કહીને તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યો. તે જોઇને મુક્તમાલાએ પણ તેવોજ નમસ્કાર કર્યો. તે પથરાની પાછલ એક ઝરો વેહેતો હતો અને માંહિ એક બે ભિન્ન ભિન્ન ઓરડિઓ હતી તે સહુ તેણે મુક્તમાલાને દેખાડી પછી સામાન છોડી તૈયારી કરવાનો ડોળ ઘાલ્યો. સામાન તપાસી જોતાં બે જણશો આપવાની રહી ગઈ એવું બોલ્યો પછી તેણે મુક્તમાલાને કહ્યુ કે તું આ જુદુ જુદુ કરી મૂક્ય હું જઇને તે જણશો લઇ આવુંછું તે વારે તે બોલી મને અહિ ડર લાગેછે હું એકલી કેમ રહું? હુ સાથે આવીશ પછી તે બોલ્યો કે એમ કરવાથી વાર લાગશે અને કામમાં અંતરાય પડશે અહિ કંઈ ભય નથિ હું બારથી સારો બંદોબસ્ત કરૂંછું. કોઇપણ અહિ આવશે નહિ એવું કહિને તે બાહાર ગયો અને ગુહાનું બાર શીડીને તે ઉપર એક મ્હોટો પથ્થર ગોઠવ્યો તે એવો કે માંહથી તે બાર ઉઘડેજ નહિ.

એ પ્રકારનો બંદોબસ્ત કરીને તે ઘોડા પાસે આવ્યો અને એક ઘોડા ઉપર બેશીને બીજો પાછળ ચલાવ્યો પછી તે ગામડામાં ગયો નહિ દાસી ઉંઘી ગઈ હતી

તેને જગાડી, પછી બોલ્યો એક બે જનશો લઇ જવાની રહી માટે હું પાછો આવ્યો હવણાં અંધારામાં કોઈ દેખાતું નથિ આપણે સર્વ સામાન નહિ લઇ જઇયે તું આગળ થા દાસીના મનમાં તો નહિ જવાની ઇચ્છાજ હતી પછી ઘોડા ઉપર સર્વ સામાન ઘાલીને તેને લઈ બાવો ચાલ્યો પછી બીજો માર્ગ ચાલીને એક અરણ્યમાં ગયાં પછી ઘોડા જવા-ની આગળ વાટ નથિ એવું કહીને નીચે ઉતર્યો બાવાએ તી-ક્ષ્ણ ધારની એક કટારી સાથે રાખી હતી તે એક હાથમાં લીધી અને બીજે હાથે દાસીનું ગળુ ઝાલ્યું. પછી મુખમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ તે નિર્દય બાવે કટારી વડે દાસીનું પેટ ચીરી નાખ્યું તેથી તરત તેનો પ્રાણ ગયો પછી તે દુષ્ટ તેનો એક હાથને એક પગ કાપીને જૂદો મૂક્યો અને બાકી રહ્યું તે સહુ એક ઝાડના પોલમાં ઘાલ્યું. પછી પાસેના ઝરામાં હાથ પગ સ્વચ્છ ધોઇને તે સાથે લઇ ઘોડા ઉપર બેશીને ચાલતો થયો.

ઉપર કહેલુ ક્રૂર કર્મ કરવાનુ કારણ ઉઘાડુજ છે કે તે અવયવ શુકલાક્ષને દેખાડીને તેની પાસેથી પાંચ હજાર રૂપિયા લેવા હતા. મુકતમાલા શુકલાક્ષે ન્હા-નપણથી દીઠેલીમાટે તે મુકતમાલાના અંગને ઓળ-ખતો હતો. ત્યારે દાસીના અંગને તે મુકતમાળાના અંગેછે એવું કેમ માને એવી વાંચનારાઓને શંકા

થશે પરંતુ તે દાસી વયે રંગે અને શરીરના બંધે મુક્તમાળા જેવીજ હતી. અને મુખવિન સરખા અંગવાલા બે જણના બીજા અંગોમાં કાંઇ ભિન્નતા જણાઇ શકતી નથી. એનું ઉદાહરણ કે સરખી આકૃતિનાં બે માણસ મુખે લૂગડું ઓઢીને સૂતાં હોય તો તે બેહુનાં મુખ જોયાવીના અતિ પરિચયવિના નીચેના ભાગથી ઓળખાતાં નથી એ વાત ઘણા લોકોએ અનુભવેલીછે. એ પ્રકારે ભયંકર કામ કરીને બાવાએ જયપુરની વાટ ઝાલી તેના મનમાં એવું હતું કે શુકલાક્ષ પાસેથી પાંચ હજાર રૂપિયા મળશે અને આપણી સંપત્તિ સુમારે દોડ હજારનીછે એ સર્વ લઇને મુક્તમાલા પાસે આવશું તે આપણે વશ થશેજ. વનમાં તે એકલી શું કરશે એ વિના વળી તેના શરીર ઉપર પાંચ હજારના દાગીનાછે તે અને આપણ એક થયા એટલે તેની સંપત્તિપણ આપણા ઉપયોગમાં આવશે એવો વિચાર કરતો તે જયપુરમાં ગયો પછી તેની શી અવસ્થ થઇ તે ઉપર કહ્યુંછે તે પછી બંદિખાનાની ઓરડીમાં સ્વસ્થ થઇને બેઠો.

જે દિવસે આ બાવાને શુકલાક્ષે બંદિખાનામાં મોકલ્યો તે દિવશે હું કૃતકૃત્ય થયો એવું તેને લાગ્યું પરંતુ તે મુક્તમાલાના હાથ પગ જઇ આપણે જોવા એવું તેને વિચાર્યું પછી તે રાત્રિયે બંદિખાનામાં ગયો અને તે

અવયવ હાથમાં લઈ જુવેછે તો તેનાજછે એવું તેને લાગ્યું પણ સારી પેઠે જોયા પછી જૂઠ તેના જાણવામાં આવી. મુકતમાલાની દાસીને તે સારીપેઠે ઓળખતો તેના જમણા હાથમાં વાગ્યાનું ચાઠું પડ્યું હતું, અને કર્મ ધર્મ સંયોગથી તેજ હાથ આવ્યો હતો. તે ચાઠું જોતાંજ તેને નિશ્ચય થયો કે આ મુકતમાલાના હાથ નથિ. તેણે મને ફસાવવાનો પેત કર્યોછે. એવું મનમાં આણીને તેને ઘણી રીસ ચઢી. પછી તેણે લાગલોજ તે બાવાને તહિં અણાવ્યો અને પૂછ્યું કે આ મુકત-માલાના અવયવ છે? એમાં કાંઈ જૂઠ તો નથિ? એવું સાંભલીને તે ઊત્તર દેતાં ગભરાયો પછી બોલ્યો કે માહારાજ તેનાજ અવયવછે હું સરકારને જૂઠું કહેતો નથિ. એવો તેનો ઉત્તર સાંભળીને શુકલાક્ષે લાલ આંખ્યો કરી અને બોલ્યો કે અરે મૂર્ખા તું મને ઓળખતો નથિ મારી સાથે જૂઠાઈ ચાલેછે કે નહિ તેનો તેં મનમાં વિચાર કર્યો નથિ. આ તેની દાસીના હાથ પગ છે મેં પરકુ ઓળખ્યું, હવે ખરી વાત શી છે, તે કહીશ તો સર્વ અપરાધ ક્ષમા કરીને તને છોડી દઈશ. એવું સાંભળતાં તે ગભરાયો અને જે કાંઈ ખરૂં હતું તે સર્વ તેણે શુકલાક્ષને કહ્યું. તે સાંભળીને ખરો લાગ આવ્યો હતો, તે આણે બગાડ્યો અને આપણું કામ બગાડ્યું એવું તેના મનમાં આવતા તેણે તેના ઉપર ક્રોધ

કરીને લાતો મૂકિયો ધક્કા ઇત્યાદિક માર મારીને તેને અર્ધમોયો કર્યો. અને ફતેસિંહને કહ્યું કે આની ધનશંકરના જેવીજ વ્યવસ્થા કરવી. પછી પોતે ત્યાંથી જતો રહ્યો.

શુકલાક્ષ પોતાને ઘેર જઇને બિછાના ઉપર પડ્યો પરંતુ તેનુ અંતઃકરણ છેક ઊદ્વિગ્ન થઇ ગયું તેણે કરી ઉંઘ આવી નહિ. મુક્તમાલા હાથમાં આવી પણ તેનો તે દુષ્ટે નાશ કર્યો નહિ માટે તેને ઘણો ખેદ થયો. પરંતુ તે તે ગુહામાંછે એ પણ એક સારો લાગ છે એવું તેને લાગ્યું. આપણ તહિ જહિશુ તો તે આપણા હાથમાં આવશે. પણ તહિ ઉતાવળથી જતાં ત્રણ દિવસ લાગશે. પણ આ દુષ્ટને તેને છોડે પાંચ દિવસ લાગ્યા. હવે એ આઠ દિવસમાં તહિથી છૂટી ગઇ તો કાંઇ ઇલાજ નથિ એવું તેને લાગ્યું. હવણાંજ નીકળુ પણ રાત્રિ ગઇછે. રાજાને મળીને પૂછવું જોઇયે. પૂછીને નીકળું તો સવાર થયાવિના રેહેજ નહિ એવા વિચારમાં તેને સવાર થઇ પછી લાગલોજ ઉઠીને રાજા ભણી ગયો અને મુક્તમાલાને ફસાવીને આણવા માટે બે ત્રણ માણસો મોકલ્યાં હતાં પરંતુ તેમના હાથમાં આવી ખરી પણ રાતે નાશી ગઇ, તેનો ફરીથી શોધ લાગ્યો નથિ એવું રાજાને કહીને કહ્યું કે મને આજ્ઞા આપો હું પોતે જઇશ પોતાના ગયા વિના તે કામ થશે નહિ પછી તે

રાજાએ પીર મહારાજ બહુ સારૂં એવું કહ્યું. પછી તે તહિંથી નીકળીને ઘેર આવ્યો અને અનેક ચાકર સાથે લઇને ઘોડા ઉપર બેશીને લાગલોજ નીકળ્યો. બર મજલ કરીને ત્રીજે દિવસે સાયંકાલને સુમારે તે ડુંગરની તલેટીમાં આવી પોહોંચ્યો. પછી ઘોડા ઉપરથી ઊતરી ચાકરને તહિ રાખીને પોતે એકલોજ તે ગુહા ભણી ઘોડતો ઉપર ચડવા લાગ્યો.

અહિ મુકતમાલાને ગુહામાં ઘાલીને બાવો જણસો લેવાનું નામ લઇને ગયોછે તેની વાટ જોઇને મુકતમાલ બેશી રહી. બાહાર કાંઇ ખડખડ થાય ત્યારે તે આવ્યો એવું તેને લાગે પછી થોડીવાર પછી તેને આવ્યો ન જાણે એટલે પાછી ચિંતાતુર થાય. તેના મનમાં નાના પ્રકારની કલ્પના આવી લાગે. અરણ્યમાં જનાવરોના ભયંકર શબ્દો કાને પડતાજ હતા તેણે કરી તેને ઉત્તરોત્તર અધિક અધિક ભીતિ લાગવા માંડી કોઇ કોઇવાર તે ગુહામાં ખડખડ ભડભડ થાયછે એવોજ તેને ભાસ થતો હતો. એવું થતાં સુમારે એક પ્રહર જતો રહ્યો તો બાવાનું ઠેકાણું લાદ્યું નથિ પછી તેના મનમાં નાના-પ્રકારની કલ્પના આવવા માંડી; અરણ્યનાં ભયંકર જના-વરોના સબ્દજ તેને કાને પડ્યા હતા તેણે કરીને તેને ઊત્તરોત્તર અધિક અધિક બીક લાગવા માંડી એવી સ્થિતિમાં તેને કાંઇ સૂજયું નહિ. ગાંડી જેવી અહિ તહિ

કરવા લાગી. શું કરવું તે તેને સૂજતું નહિ. હું મૂર્ખ. પણું કરીને તે કાળને હાથે પડી એવું તેના મનમાં આવ્યું. તે ગુહા તેને જમરાજાના ઘર જેવી લાગી. એવા સંકટમાં તે પડીછે એવામાં બાહારના પક્ષિયોનો કિલકિલાટ થવા માંડયો તે ઉપરથી સવાર થયુ એવું તેણે અનુમાન કર્યું. હવે કોઈ આ બંદિખાનામાંથી છોડવાને આવશે એવું તેના મનમાં થવા માંડ્યું. પછી કેહેછે કે આ આશા વ્યર્થ છે. મેં મારે હાથેજ મારો ઘાત કરયો. અહિં હવે જે આવશે તે મને દુ:ખ દેવાને આવશે સુખ દેવાને આવે એવો સંભવ નથિ એવા વિચારમાં તે છતાં પક્ષિયોનો કિલકિલાટ બંધ થયો. અને રાત્રિના તમરાંના અને પશુઓના શબ્દ કાને પડવા માંડ્યા તેણે કરી તેને અતિશય બીક લાગી. સર્વાંગે પરસેવો છૂટ્યો. હઈયું ધડકવા માંડ્યું એવી અવસ્થા થતાં તેને કેટલીક વાર મૂર્છા થઈ. મૂર્છા વળયા પછી ઉઠીને જૂવેછે તો દીવો ઝાંખો બળેછે તે વેળાએ તેને ગુહા ભયંકર લાગી એ દુ:ખમાં ભૂખ તરસની તો તેને શુદ્ધપણ નોહોતી આ દુ:ખથી પ્રાણ જતો હોય તે સારો એવું તેને થયું. પછી તેણે બાર ઊઘાડવાનો યત્ન કર્યો પણ તેની તે કેટલી શક્તિ! દુ:ખે કરી અને ભૂખે કરી તે છેક અશક્ત થઈ ગઈ હતી. માટે બાહર પથરા ગોઠવેલાં બાર, તેનાથી ઉઘડ્યાં નહિ, પછી

તે નિરાશ થઇને ભોંયો થઈ પૃથ્વી ઉપર પડીને તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી તે આ પ્રમાણે—

"નારાયણ નરસિંહ નરોત્તમ પુરસોત્તમકો ધ્યાન ધરો." એ રાગનું પદ.

વિશ્વનાથ આ દુઃખ સાગરથી આજ મને તું તારરે.
મારી ચૂક થકી આવેલા સંકટથી ઉગારરે. ટેક ૧
જન્મ ધરીને પાપકર્મ મેં મનથી નવ કીધાંરે
પાત્ર જોઇને નિત્ય નિત્ય શુભદાન ઘણાં મેં કીધાંરે વિ. ૨
આ ભવમાં શુભ શુદ્ધ ભાવથી કર્મ જોગ મેં સાધ્યોરે
મનસા વાચા અને કર્મણા દેવ તને આરાધ્યોરે વિ. ૩
તેં સંકટ ભક્તોનાં કાપ્યાં ગ્રાહ થકી ગજ છોડયોરે.
પ્રલ્હાદના સુખ કારણ માટે દૈત્યરાયને મોડયોરે. વિ. ૪
દ્રુપદ સુતાની લજ્જા રાખી ચીર વીર તેં આપ્યાંરે.
પાંડવનું પ્રતિપાલન કીધું સંકટ તેનાં કાપ્યાંરે. વિ. ૫
નાથ વિરહથી દુઃખ બહુ પામું આ ભાવમાં હું બાળીરે.
દુઃખ ભાગ્ય પ્રભુ દાસી જાણી હું અબળા છું નારીરે. વિ. ૬
નાથ મેળવાનું મન કરતાં પડી દુષ્ટને પાસેરે.
ઇશ્વર તું ઊગાર નહિ તો મારી શી ગતિ થાશેરે. વિ. ૭
મધ્ય રાતે હું માતપિતાને છોડી વનમાં આવીરે.
વિરહ વેદના માતપિતાને લખી હતી ક્યાં ભાવીરે. વિ ૮
વિરહ થકી તે પ્રાણ છોડશે સોમદત્ત દુઃખ ધરશેરે.
ભક્ત જનોને દુઃખ દેખતાં દુષ્ટ તણાંમન ઠરશેરે. વિ. ૯

મ્હોટો દુષ્ટ થયોછે રાજા નીતિપંથ નવ જાણેરે.
પુણ્યવંત પતિને દુઃખ આપી પાપીનું મત તાણેરે. વિ.૧૦

એ પ્રકારે વિલાપ કરતાં બીજી રાત્રિ વીતી ગઈ. પછી સવાર થઈ એવું પક્ષિયોના કિલકિલાટથી તેણે જાણ્યું. બીક અને દુઃખથી તેનાં અંતઃકરણ છેક ઢીલાં થઈ ગયાં. પછી તે મરવાનો વિચાર કરવા લાગી પરંતુ પેટમાં ગર્ભછે, તેથી જો મરીશ તો મને બાળ હત્યા ચોટશે, એવા વિચારથી તેણે તે ઘોર કર્મ કર્યું નહિ. બે દિવસની ભૂખથી પેટ ચોટી ગયું, પછી ભૂખની ઘણી પીડા થઈ તેથી કાંઇક ભક્ષણ કરવું એવું તેના મનમાં આવ્યું. પછી તહિં ઝરો હતો તેમાં દાતણ કરીને સ્નાન કર્યું પછી પરમેસરનુ ધ્યાન કરીને મંત્ર સિદ્ધ કરવાને સામગ્રી આણી હતી તેમાંથી ભક્ષણ કરવા જોગ વસ્તુ તેણે ખાધી ને પાંણી પીધું એટલે જીવને જરા સુખ શાતા થઈ, પછી ઇશ્વર ભક્તિ વિના બીજુ કાંઈ કરવું નહિ એવો તેણે વિચાર કર્યો. પણ મનસ્થિર રહયું નહિ. દાસીની શી વલે થઈ હશે અને આપણા માત-પિતા તથા સોમદત્તની કેવી અવસ્થા થઈ હશે, બંદિખાનામાં મારા પ્રિયપતિની કેવી અવસ્થા થઈ હશે, ઇત્યાદિક વિચારમાં તેનું મન ગુથાયું ખાવાની સામગ્રી હતી તે તેણે પાંચ છ દિવસ લગી પોહોંચાડી, પછી, પાણી વિના ગુહામાં બીજુ કાંઈ તેણે દીઠું નહિ. અહિ

પાણીછે એ મ્હોટું ભાગ્યછે. આઠમે દિવસે ખાવાનું નહિ તેથી તેને કાંઈ ગમ્યું નહિ પછી દીવો હાથમાં લઈ સર્વે ગુહા શોધવાનો તેણે આરંભ કર્યો.

શોધકરતાં એક ઠેકાણે બારૂં દીઠું તેનાં બારણાં ઉઘાડવાનો તેણે પ્રયાસ કર્યો; નીચે લાકડાં ઘાલીને મ્હોટું જોર કરયું ત્યારે બાર થોડુંક ઉઘડ્યું. પછી તેજ યુક્તિથી તેણે એક પાટિયું વછોડી નાંખ્યું પછી માંહિ દીવો લેઈ જૂવે છે તો ગાઢ અંધાર દેખાયું પછી તેણે વિચાર્યું કે આ ગુહાનોજ આ બીજો ખંડ છે પણ માંહી જઇને જોતાં તેને મ્હોટી બીક લાગી પણ જીવ ઠેકાણે રાખીને દીવો લઈ તેમાં પેઠી અને જૂવેછે તો એક લાંબી નળી તેણે દીઠી એમાં શું છે તેનો શોધ કરવાનો નિશ્ચય કરીને તે તેમાં ચાલી. નળીમાં કોઈ ઠેકાંણે ઉંચું અને કોઈ ઠેકાંણે નીચું તેણે દીઠું. પછી દીવાનો પ્રકાશ મંદ થતો ગયો તેથી કહિ ઘાંચમાં પગ પડે કહિ શરીર ઘસાય, કહિ ઠેસો વાગે તેથી તેનું સુકુમાર શરીર લોહી લોવાણ થઈ ગયું. ચાલવાનો માર્ગ સારો નહિ તેણે કરી પગમાં પથર વાગવાથી પગ પણ છુંદાઈ ગયા પણ તે માર્ગનો છેડો આવ્યો નહિ. બીકથી તેને ઘણો ત્રાસ થયો. એવા સંકટમાં દીવો ઓલાઈ ગયો. પછી શું કેહેવાનું! પછી તે ઘણી ઘબરાઈ-ગઈ આગલ ડગલું દેવાયુ નહિ ત્યારે તહિ

બેશી ગઈ. તહિ ઘણું રૂદન કર્યું હવે આગળ જવું કે પાછળ તેનો તેને મ્હાટો વિચાર પડ્યો. પછી મનમાં ધીરજ આણીને સર્વે દુઃખ કોરે કરીને જગન્નાથ દેવનું ધ્યાંન આરંભ્યું. પરમેશ્વરે તેને મ્હોટી ધીરજ આપી પછી તે પાછી ચાલવા લાગી હું આ માર્ગે કહિ જઇશ હવે વળી મને આથી બીજુ કાંઈ સંકટ પડશે કે નહિ એવો વિચાર મનમાં કરતી જાયછે. પછી જે ઇશ્વરે ધાર્યું હશે તે થશે એવો નિશ્ચય કર્યો.

બિચારી મુકતમાલા ઉપર કહ્યા પ્રમાણે મ્હોટા સંકટ વડે અર્ધ ગાઉ લગી દુઃખ દાયક માર્ગે ચાલી. પછી આગળ જુવેછે તો માર્ગ સમાપ્ત થઈ ગયો પછી હાથે પંપોશીને જુવેછે તો પાષાણ મય ભીત તેને હાથ લાગી. પણ કહિ માર્ગ જડ્યો નહિ તે વેળાએ તે ઘણી ગભરાઈ તેના દુઃખનો પાર ન રહ્યો. પછી કેહેછે હે દેવ મને કહિ આણી હવે હું શું કરૂં? હવે આ ભીત ઉલંગવાની શક્તિ નથિ અને કદાપિ ભીત ઉલંઘી તો તહિથી પણ છૂટકો થવાની આશા નથિ એવું કેહેતાં અહિ તહિ ફરવા લાગી, તે ભીતમાં એક બાર આવ્યું એટલે ધીરજ રાખીને તે બાર હાથે ઉઘાડ્યું પછી એ બારમાં રહીને આગળ જુવેછે તો ઘોર અંધાર દેખાયું તેણે વિચાર્યું કે આ વળી બીજી વિસ્તીર્ણ ગુહાછે. પછી તેમાં પેશીને કાનમાંડી સાંભળવાં પક્ષિયો

અને પશુઓના વિવિધ શબ્દ તેને કાને પડ્યા. તેણે કરીને તેને મ્હોટી બીક લાગી અને શરીરે પરસેવો આવ્યો. પશુઓના શબ્દ શાંભળીને બીક લાગેલી તેથી તે થોડીવાર થોભીને આગળ ચાલી એટલે એક બાર આવ્યું તેમાં પેસીને જોયું તો અજવાળુ દેખાયું, બાહાર નીકળી એટલે સુંદર વાયુ તેના અંગઉપર આવ્યો તેથી તે આનંદ પામી હવે મને ઇશ્વરે આ એક સંકટમાંથી તો છોડી એવું વિચારીને તે ઇશ્વરનું ધ્યાન કરવા લાગી.

જે વેળાએ મુકતમાલા તે ગુહામાંથી ડુંગરની બીજી પડખે આવી તે વેળાએ રાત્રિના બાર વાગ્યા હતા. તેણે ઇશ્વર ચિંતન કરીને ચારે મગ જોયું તો સર્વત્ર જંગલ દેખાયું. હવે શું કરૂં અને કહિ જાઉં એવો વિચાર કરેછે. એ અરણ્યમાં કેટલાએક પશુઆ શબ્દ કરેછે કેટલાએક પાસે આવી આરડેછે એવું તેણે સાંભળ્યું. પછી હવે આપણને આ જનાવરો ખાઈ જશે એવી એને બીક લાગી. નક્ષત્ર તારાઓનો મંદ પ્રકાશ હતો તેણે કરીને જવાનો માર્ગ પણ તેને જડતો ન હતો સૂર્યોદય થતા લગી જોહું અહિજ રહુ તો મનમાંથી બીક જશે નહિ એવું બેશીને વિચારતાં થોડેક છેટે એક પગ માર્ગ તેની દૃષ્ટિએ પડ્યો. પછી તે પગ માર્ગે તેણે હળવે હળવે તે ડુંગર ઊતરવાનો આરંભ કર્યો. જે માર્ગથી તે ઉતારવા લાગી તે માર્ગે

સજડ આડી હતી. તહિં ડુંગરની પગથી ઉપરથી ઉતર-વાનો લાગ હતો પરંતુ તહિંથી ઉતરતાં કાંટા અને પથરા વાગીને તેના સુકુમાર પગમાંથી લોહી નીકળ્યું હતું તેણે કરીને આગળ ચલાય નહિ એવું થયું પછી તેણે પોતાનું એક વસ્ત્ર ફાડી બે ચિંથરાં કરી બે પગે બાંધ્યાં અને બાકી રહેલી પગથી ઉતરી નીચે આડી હતી તેમાં જોયું તો એક મ્હોટો માર્ગ તેણે દીઠો પછી તે માર્ગે તે હળવે હળવે ચાલી—

એવા અદ્ભુત સંકટમાંથી છૂટીને માર્ગે લાગતાં તેના મનમાં આવ્યું કે આપણી ગ્રહદશા હતી તે સમાપ્ત થઇ. પછી આગળ જતાં થોડેક છેટે પગલાં વાગતાં સાંભળ્યાં એટલે અચકાઇને પાછળ જોવા લાગી તો થોડે છેટે માણસ દીઠું ત્યારે તેણે વિચાર્યું કે કોઈ વટેશરી હશે પણ પછી વળી વિચાર્યું કે તે દુષ્ટ તો નહિ હોય એમ જાણી તે આડે માર્ગે જવા લાગી કેટલાંએક ડગલાં આગળ ચાલીને પાછળ જુવે છે તો તે પણ આડેમાર્ગે તેની પાસે આવેછે એવું તેણે દીઠું પછી તેણે તે માણસને જમરા જેવો દીઠો. આ ઘરેણું લઇને મારી નાંખશે એવું તેણે જાણ્યું પણ બિચારી શું કરે? ગભરાઇને ગાંડા જેવી અહિંથી તહિં અને તહિંથી અહિં ફરવા લાગી પછી જે વારે તે છેક પાસે આ-વીને ઝાલવા કરેછે, એવું તેને લાગ્યું તે વારે કોઈ સ્થાવર

ધાવ અને આ મુવાના હાથમાંથી મને છોડાવો એવું તે બૂમો પાડતી બોલી એટલામાં બીજો એક માણસ તેની પાછળ આવ્યો અને એ અનાથ સ્ત્રીને પીડા કરનારાને જોરથી એક લાત મારી. લાત વાગતાંજ તે ઉથલીને પથરા ઉપર પડી કચ્ચર થયો એવો ચમત્કાર જોઇને આપણને ઇશ્વરે સહાય કરવા આ માંણસને મોકલ્યો એવું તેને લાગ્યું. પછી તે આગળ આવીને બોલ્યો કે બાઈ હવે તમે મારી પાછળ આવો મારા દેહમાં જીવછે ત્યાં લગી તમને કાંઈ ભય નથિ એવો તેનો મધુર શબ્દ સાંભળીને તેને ઘણું સારૂ લાગ્યું અને પગે ચલાતું ન હતું પણ અર્ધકોસ લગી તેની પાછળ ચાલી પછી તેના મનમાં આવ્યું કે આ કોણ જાણે કોણછે કદાપિ મને બીજા સંકટમાં તો નાંખશે નહિ? એવું તણે મનમાં આણીને તેને પૂછ્યું કે ભાઇ મને તેં તે જમરાના હાથમાંથી છોડાવી તો તારૂ ઇશ્વર કલ્યાણ કરશે પરંતુ તું કોણછે તે મને કહિશ તો મારા જીવને ઘણું સારૂ લાગસે એવું તેનું દીન વચન સાંભળીને ઉભો રહયો અને નીચે જોઈ બોલ્યો કે બાઇ-સાહેબ આપના ચાકરને કેમ ન ઓલખ્યો? આપણી આવી દશા કોણે કરી? આટલે છેટે આવી ઘોર રાતે આ અરણ્યમાં આપ કેમ અવ્યાં. એવું સાંભળીને તેને ઘણો વિશ્વાસ આવ્યો અને તેની આંખ્યોમાંથી આંસુની

ધાર ચાલી તેના શબ્દ સાંભળીને આ આપણા પતિનો વિશ્વાસુ સેવક ગુલાબસિંહ છે એમ તેણે પણ તેને ઓળખ્યો પછી તેના પ્રમાણેજ તેની અવસ્થા થઈ.

તે બેહુમાંથી એકનો પણ શોક મટે નહિ. પરંતુ આપણે કિયા પ્રસંગમાં છઈએ તેની બેહુને સ્મૃતિ થઈ પછી શોક મટાડીને તે બેહુ માર્ગે ચાલ્યાં પણ મુક્તમાલા થાકી ગઈ અને પગે કાંટા અને ઠેસો વાગ્યાથી તેનાથી પગ ઉપડ્યો નહિ. તે જોઇને ગુલાબસિંહને દયા આવી પછી તે બોલ્યો. બાઈસાહેબ હું તમારો ચાકર છું માટે કાંઈ ચિંત્તા ન કરતાં મારી ખાંધ ઉપર બેસો હું તમને ઊચકીશ પછી તેને કાંઈક સંકોચ થયો ખરો પરંતુ નિરૂપાય થઇને તે તેની ખાંધે બેઠી પછી ગુલાબસિંહ ચાલ્યો. પરસ્પર સર્વ વાત કરી શુકલાક્ષનું સર્વ કપટ તેણે તેને કહ્યું. પછી આપણા સર્વ નાશનું આ કારણ છે એવું તેના મનમાં આવતાં તેને ઘણું માઠું લાગ્યું જેને આપણે બાપે અને આપણે પતિએ આટલા મ્હોટા અધિકાર ઉપર આણ્યો તેનો તે ઉપકાર ભુલીને અપકાર કરવા લાગ્યો, એ કેવળ કળીરૂપ છે એવું તેણે ધાર્યું. પછી ગુલાબસિંહ બોલ્યો બાઇસાહેબ હમણાં વનમાં તમારો નાશ કરવા જે આવ્યો હતો તે ઘણું કરીને તેજ હશે મુક્તમાલાને પણ તે વાત ખરી લાગી પછી તેણે તેને પૂછ્યું કે તારા ધણીની

શી અવસ્થાછે અને તું તહિથી છૂટીને કેમ કરી આવ્યો એવું સાંભળીને તે બોલ્યો બાઇસાહેબ એ વાત પૂછશો નહિ, એ વાત સાંભળીને તમને દુઃખજ થવાનું, બીજો કાંઈ તેમાં ફાયદો નથિ. મારો દીકરોજ બંદિખાના ઉપર નોકરછે તેથી મને કાંઇ ત્રાસ નહ તો પણ કહિ જઇને રહું, રેહેવાનું સ્થળ ખોળતો હતો પછી હું છાનો માનો રાત્રિયે તહિથી નીકળીને ઉજયિની નગરી પાસે એક ગામડામાં મારી બેહેનછે તહિ જઇને રહીશ એવું કબૂલ કર્યું તે વારે તેમણે છાંનો મારો છૂટકો કર્યો; પછી તહિથી રાત્રિયે વાટે ચાલતાં આપની સેવામાં આવી હાજર થયો એથી મારૂ મન આનંદ પાગ્યું. રાતે મેં જો જાણ્યુ હોત કે એ શુકલાક્ષ છે તો હું એને ઠાર માર્યાવિના મૂકત નહિ એવી એ બેહુ જણ વાતો કરતાં જાયછે એટલામાં પ્રાતઃકાલ થયો.

મુકતમાલાને તે પ્રસંગમાં ગુલાબસિંહનો સહવાસ કેટલો સુખકારક થયો એ વાંચનારાઓના ધ્યાનમાં આવશે. તેને એવું લાગ્યું કે આ એક અનર્થ ટળયો. હવે હું છેક સંકટમાંથી છૂટી. વાસ્તવિક જોતાં પર્વત ઉપર જે સ્થિતિમાં હતી તે સ્થિતિથી છૂટીછે પણ માણસોને વિલક્ષણ સંકટ પ્રાપ્ત થઇને તે સંકટમાંથી થોડો પણ છૂટકો થાય તો તેથી મ્હોટો આનંદ થાયછે તેજપ્રમાણે મુકતમાલાને થઇ ગયું. સવાર થતાં વાટમાં એક જંગ

આવ્યો તહિ ગુલાબસિંહ મુકતમાલાને ઉતારી અજવાળું થતાં તેનું તેજહીન વદન અને કાંટા ઇત્યાદિ વાગીને જે દુર્દશા થઇ હતી તે જોઇને તેના મનમાં ખેદ ઉપજ્યો અને આંખ્યોમાંથી આંસુની ધાર ચાલી તે જોઇને મુકતમાલાને પણ રડવું આવ્યું. પરંતુ બિચારી શોક કરી કરીને થાકી તે ક્યાં લગી શોક કરે પછી ગુલાબસિંહે તેને અનેક પ્રકારે સમજાવી અને બોલ્યો બાઇસાહેબ તમે શોક કરશો નહિ જેણે આપણો વિનાકારણે સર્વસ્વનો નાશ કર્યો તેનો નાશ કરવાને આપણ કદાપિ સમર્થ નહિ થઇયે તો ઇશ્વર તેને દંડ દીધાવિના ચૂકશે નહિ. પછી તેણે તેના પગમાંથી કાંટા કાહાડ્યા અને બેહુજણે દાતણ કર્યું. પછી મુકતમાલા તેને કેહેવા લાગી કે આજ બે દિવસથી કાંઇ ખાવાનું મળ્યું નથિ તેણે કરી મને ઘણી ભૂખ લાગીછે હવે કાંઈ પણ ખાવા વિના ચાલે એવું નથિ. પછી તે બોલ્યો કે અર્ધકોસ ઊપર એક ગામ દેખાયછે તહિ જઇને કાંઈ ખાવાનું આણી આપીશ હું ઘણો વેગળો આવ્યોછું માટે કોઈ ઓળખીતો મળે એવું નથિ પણ પાસે રૂપિયાછે તે વટાવીને જે જોઇશું તે લઇશું.

એવી વાત કરતાં કરતાં તે બેહુ તે ગામ જઇ પોહોંચ્યાં પછી ગુલાબસિંહે ઊત્તમ પ્રકારે ખાવા પીવાનું સંપાદન કર્યું અને મુકતમાલાને સારૂ એક બે વસ્ત્ર પણ વેચાતાં લીધાં તે જોઇને તેણે કહ્યું કે આ ઘરેણા-

માંથી એક જણશ વેચ. આપણે આગળ ખરચી જોઇશું તે વારે તે બોલ્યો કે મારી પાસે રૂપિયાછે તે થઇ રહેશે ત્યાં લગી વાવરીશું પણ તે વાત મુક્તમાલાએ માની નહિ અને પાંચસે રૂપિયાનો એક દાગીનો વેચ્યો અને જે જણસ જોઇતી હતી તે સહુ વેચાતી લીધી. પછી હવે આપણે કહિ જવું એ વિષે વિચાર કરવા લાગ્યાં તે વારે ગુલાબસિંહ બોલ્યો કે બાઇસાહેબ ઇરાવતી ઘણી વેગળી રહી તહિ હું એકલોજ તમારી સાથે આવું તો મારાથી તમારૂ રક્ષણ થઈ શકશે નહિ. શુક્રનાક્ષને લાત મારીને પાડ્યો તેથી તે આપણી પાછળ પડ્યો નહિ પણ તે આપણી પાછળ આવે તો ધાસ્યા. પ્રમાણે ઊપદ્રવ કરે. હવણાં તો આપણે ઉજયિની ભણી ચાલો, પછી તહિથી શાંતવર્માને પત્ર મોકલીશું અને તેનાં દસ વીસ માણસો આપણને લેવા આવશે ત્યારે આપણ તેમની સાથે જઇશું. એમ કરવું મને સારૂ લાગેછે. એવું સાંભળીને મુક્તમાલા બોલી કે હા, હા, હા, એમજ કરો. હવે મને આધાર મળયો, મારી માની પ્રોઇના પીતરાઇની છોકરી ઉજયિનીમાં રહેછે, એવું મારી મા એક બેવાર મારી પાસે બોલી હતી ત્યારે તહિ જઇયે એટલે આપણો જીવ ટાહાડો થશે. પછી જેવી જોઇયે તેવી સ્વસ્થ થઇને વ્યવસ્થા કરીશું. એ વિચાર ગુલાબસિંહને પણ સારો લાગ્યો પછી મુક્તમાળાને એક

ઝોળી કરીને તેમાં બેસારી બેહુજણ ઊજયિની ભણી ચાલ્યાં.

આણીમર શુકલાક્ષ નીલાંબરીની ગુહામાં જઇને જુવેછે તો ગુહાનું બાર પથરવડે બંધ કરેલુંછે એવું તેની દૃષ્ટિએ પડ્યું. તેવારે તેના મનમાં વિશ્વાસ આવ્યો કે મુક્તમાળા અહિંથી છૂટી ગઈ નથિ. પછી જેમ વાઘ ગાયોના વાડામાં પેસે એમ તે બાર ઉઘાડીને માહિ પેઠો. અને તેને હળવે હળવે હાકો મારવા લાગ્યો. પરંતુ ઉત્તર આપ્યો નહિ તે વારે તે ગુહાને ચારે ખૂણે શોધવા લાગ્યો. હું તેને મારવા આવ્યોછું પણ એને એ વાતની ખબર નથિ પણ બાવો પાછો મારવા આવ્યોછે એવું જાણી તે કદાપિ ગુહાને ખૂણે લપાઈ રહી હશે એવું વિચારીને એ એવું બોલવા લાગ્યો કે હુ શુકલાક્ષછું તે દુષ્ટબાવાએ તને પોતાની પાપ વાસના પૂર્ણ કરવાને આ વિકટસ્થાનમાં આણીછે. એવી વાત મારા જાણુવામાં આવી માટે તને હું છોડવવાને આવ્યોછું. ત્યારે તું કેમ દેખા દેતી નથિ તને ક્યારે જોઇશ એવું મારા મનમાં થઈ રહ્યુંછે. એ પ્રકારના તેણે અનેક ઊપાય કર્યા પરંતુ તેનો શોધ લાગ્યો નહિ એટલે તેણે વિચાર્યું કે દીવા વિના અંધારામાં ફાં ફાં મારવાં તે વ્યર્થ. પછી બાહાર આવીને તેણે તે બાર પેહેલાં બંધ કરેલું હતું તેમ પાછુ બંદ કર્યું. પછી દોડતાં ડુંગરની નીચે આવીને

પોતાના ચાકર પાસેથી ચકમક અને મીણબત્તી લઇ તે ઉપર ગયો પછી બાર ઉઘાડીને માંહ પેઠો અને મીણબત્તી સળગાવીને જુવેછે તો સામન પડેલોછે પણ મુકતમાલા નથિ એવું જોઇને તેને મ્હોટું આશ્ચર્ય લાગ્યું પછી સર્વ ગુહા શોધી જોતાં તે બાર તેની દૃષ્ટિએ પડ્યું. તે વારે વિચાર્યું કે આમાં પેશીને બેઠી હશે પછી તેમાં પેશીને જુવેછે તો ધૂળ ઉપર તેનાં પગલાં પડેલાં દીઠાં અને જે માર્ગે થઇને મુકતમાલા નીકળી હતી તે માર્ગે થઇને શુકળાક્ષ નીકળ્યો. પછી વિચારવા લાગ્યો કે આપણો સગળો શ્રમ વ્યર્થ ગયો પછી ગુહાના બાર આગળ તે ઉદાશી થઇને બેઠો

વિચાર કરતાં કરતાં તેના મનમાં એવું આવ્યું કે જો હવણાંજ આ માર્ગે થઇને નીકળી હશે તો હું એની પાછળ જઇશ તો તે ઝલાશે એવું મનમાં વિચારીને તે લાગલોજ નીચે ઉતરીને માર્ગે પડ્યો. થોડેક છેટે જઇને જુવેછે તો કોઈ સાવકાશ પણે ચાલેછે એવું દીઠું પછી આગળ જઇને તે અનાથને આંતરેછે એટલામાં ગુલાબસિંહે તેને લાત મારીને હેઠે પાડી દીધો એ પૂર્વે કહ્યુંજછે તહિં પથરા ઉપર ઉથલી પડ્યો તેણે કરી તેને કેટલીક વાર લગી મૂર્છા થઈ પછી સાવધાન થઇને જુવેછે તો પગ દુખવાથી સારીપેઠે ચલાય એવું ન રહ્યું એવી તેની અવસ્થા થઈ. મુકતમાલા અને

જેણે લાત મારી તે બેહુજાણ પણ કહિ દીઠાં નહિ એવું જોઇને તેને ઘણું દુઃખ લાગ્યું. આ પ્રકારે આપણું અપમાન થયું એવું વિચારીને તેને ક્રોધ ચડ્યો જેણે લાત મારી તેનો પ્રાણ લેવો એવું તેણે ધાર્યું પણ શું કરે એનાથી તેની પાછળ દોડાય એવું રહયું નહિ, પછી વિચાર્યું કે મારી હડફટેમાંથી એ ક્યાં જવાનોછે, હું થોડા દિવસમાં એનું વેર વાળીશ એવો મનમાં નિશ્ચય કરીને તે લંગાતો લંગાતો ઘોડા પાસે ગયો.

સુમારે સૂર્યોદયની વેળાએ શુકલાક્ષ મહારાજ ચાલીને ઘોડાપાસે આવ્યા. ઘોડાવાળો રાવત શુકલાક્ષની વાટ જોઇ જોઇને થાકી, ઘોડો ઝાડસાથે બાંધીને ઉંઘી ગયો હતો તેને જગાડીને શુકલાક્ષ ઘોડા ઉપર બેશીને માર્ગે પડ્યો. પછી તેણે એવું મનમાં વિચાર્યું કે હવણાં જયપુર ન જવું, ધરાવતીમાં જઈ શાંતવર્માને મળવું, તેને અનેક પ્રકારે સમજાવીને પગ સારો થતા લગી સાત આઠ દિવસ તહિજ રેહેવું એટલે તેની પ્રીતિ રૂડી રીતિએ આપણી ઉપર બેસશે પછી તેનીજ આજ્ઞા લઇને મુકતમાલાને શોધવા બાહાર પડવું એમાં બે કાર્ય સાધ્યાં જેવું થશે એવો વિચાર કરીને તે સુમારે સાતમે દિવસે ધરાવતીમાં આવી પોહોંચ્યો.

જે વારે શુકલાક્ષ ધરાવતીમાં પેઠો તે વારે લોકો એને જોઇને મુકતમાલાનું દુઃખ કહીને અનેક વાતો

બોલવા લાગ્યા તે સાંભળતાંજ શુકલાક્ષ શાંતવર્માને ઘેર આવી પોહોંચ્યો. ઉદાશી થઇને શાંતવર્મા બેઠો હતો તહિં જઇને તેણે તેને નમસ્કાર કર્યો તે ડોસાનું અંતઃકરણ દુઃખે કરી જીર્ણ થઇ ગયું હતું શુકલાક્ષને જોતાં-જ ડોસાની આંખ્યોમાં આંસુ આવ્યાં કંઠમાં કફ ભરાઈ ગયાથી મુખમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ એવી શાન્ત-વર્માની અવસ્થા થઈ ગઈ તે જોઇને એ કૃતઘ્ન પુરૂષ પણ આંખ્યોમાં પાણી આણીને નીચુ માથું કરીને બેઠો એટલામાં શાંતવર્મા મ્હોટો સાદ કરીને બોલ્યો કે ભાઈ મારી મુકતમાળા કહિં દીઠી? આજ સુમારે એક માસ થવા આવ્યો પણ તેનો તાગ લાગતો નથિ. બાર દિવસની અંદર હું પાછી આવીશ એવું લખીને મને છોડીને ગઈ હવે તે મારી દૃષ્ટિએ ક્યાંથી પડે? જન્મથી તેણે બાહારનો તાપ વેઠ્યો નથિ તેને વેળાએ ખાવાનું કોણ આપશે? એકલી દાસીને તે સાથે લઇ ગઇછે. આવું કરવાનું તેને શું પ્રયોજન હશે મને કહયું હોત તો હું પણ એની સાથે જાત. તેને સાત માસ થયાછે હવે એને સીમંતની વિધિ કોણ કરશે? ઓ શુકલાક્ષા હવે તે કોઈ દિવસે આવીને બાપ કહીને મને હાક મારશે શું? મને છોડીને તેનાથી કેમ જવાયું હશે? આપણો વૃદ્ધ બાપ દુઃખેકરી પ્રાણત્યાગ કરશે એવું તેના મનમાં કેમ આવ્યુ નહિ? મારે વિષે તેણે એવડું કઠોર

મન કેમ કર્યું? સોમદત્ત પણ જયાં ગયો ત્યાં ગયો, તેનો પણ કહિ તાગ લાગતો નથિ. એવો તેનો શોક જોઇને શુકલાક્ષ પાષાણ હૃદયનો હતો પણ તેનું હૃદય પીગળયું. અને તે પણ શોક કરવા લાગ્યો. એટલામાં મુકતમાલાની મા, સાસુ ઇત્યાદિ સૌ તહિ એકઠાં ગયાં અને તેમનો એક કોલાહલ થઇ ઉઠયો પછી કેટલીક વારે સૌ છાનાં રહયાં. શાંતવર્મા પણ છાનો રહીને શુકલાક્ષને બંદિખાનામાં ધનશંકરની શી ખબર છે એવું પૂછવા લાગ્યો. તે વેળા તે અતિશય રડવા લાગ્યો તે જોઇને શાંતવર્માને વેહેમ આવ્યો અને પૂછવા લાગ્યો કે ભાઇરે હવે જે અસહય હશે તે હું સહન કરીશ પણ જે ખરૂં હોય તે મને કેહે પછી તે બોલ્યો કે તાતા એ વાત તમને કેહેતાં જીવ લાગતું નથિ માટે મેં આટલા દિવસ વિલંબ કર્યોછે. દુઃખકારક વાત કેહેતાં મારી જીભ ઉપડતી નથિ પણ શું કરૂં હવે એ વાત કહયાવિના ચાલશે નહિ. એવી વાત કેહેવાનું કામ મારા કર્મમાં કયાં લખ્યું હશે હવે કેહેવાનો પ્રસંગ આવ્યો માટે કેહેવું પડશે એવું કહીને તેણે તે વાત કેહેવાનો આરંભ કર્યો.

જે વારે ધનશંકર બંડમાં પકડાયો તે વારે તેને રાજાએ બંદિખાનામાં ઘાલ્યો. પછી તેણે તહિ અન્ન પાણી તજયું કદિ ખાય કદિ ન ખાય એમ કર્યું. રાત્રિ

દિવસ તે શોક કરતો હતો તેણે કરી તેનુ શરીર ક્ષીણ થતું ગયું. મેં તેની પાસે અન્ન વસ્ત્રાદિકની સારી તજવીજ કરી હતી પાસે જઇને હું તેને અનેક વાતો કેહેતો હતો પણ તેમનો મારી વાત સાંભળીને શોક છૂટયો નહિ. છે વટ સુમારે પંદર દિવસ ઉપર ક્ષીણ થઇને સ્વર્ગે ગયા. એવું સાંભળીને તેની માએ એક મ્હોટો કોલાહલ શબ્દ કર્યો. શાંતવર્માને એ દુઃખ થયું તેથી તે મૂર્છિત થઇને નીચે પડ્યો. પછી પાસેની આશ્રિત મંડળિયે આગળ આવીને કહ્યું કે તમે આ શું કરોછો? આ વૃદ્ધાવસ્થામાં અતિ દુઃખ થવાથી તમારી પ્રકૃતિ અતિશય ક્ષીણ થઈ ગઈછે. જો તમે એવો ઉપરા ઉપરી શોક કરશો તો તેણે કરીને શું થશે? તમારી ઉપર ઇશ્વરજ કોપ્યોછે, તેને તમે શું કરશો? હવે સર્વ શોક છોડીદ્યો એટલું અમે માગિયે છિયે એવું કહીને તેમણે સૌને છાનાં રાખ્યાં.

ધનશંકરની માનો માત્ર શોક મટ્યો નહિ. તે બોલી કે મારા છોકરાની કોઈ પણ હાંસ પૂરી થઈ નહિ. સુખભોગવવાની અવસ્થા થઈ તે વારે તેને દુઃખ અને મોતે ઘેરી લીધો એવી અનેક વાતો કેહેતી તે એક ઓરડીમાં જઈ બેઠી, પછી આઠ દિવસે શુકલા-ક્ષનો પગ સારો થયો પછી તેણે એક દિવસે શાંતવર્માને નમ્રતાથી પૂછ્યું કે તાતા મને હવે જયપુરમાં કાંઈ ગમતું નથિ વૃદ્ધાવસ્થામાં તમારી ઉપર આવું દુઃખ

આવી પડ્યું તેથી મારા જીવને જે ખેદ થાયછે તે કહી શકાતો નથિ. હવે તહિ મારી ઊપર કોઈ સમે શું દુઃખ આવી પડશે તે મારાથી કહી શકાતું નથિ માટે ઉભી આબરૂમાં તહિથી પગ કાહાડવો એ મને સારૂ લાગેછે. એવું સાંભળીને શાંતવર્મા બોલ્યો કે ભાઇરે મારા પણ મનમાં તું કેહેછે એવું છે. હવે તારા વિના મારે કોઈ નથિ. આ ત્રાસથી મારી આંખ્યો હવે વેહેલી મીચાયતો સારૂ એવું હવે હું ઇચ્છુંછું. પછી શુકલાક્ષ બોલ્યો કે હું અહિ આવ્યો તો પણ મારા જીવને કાંઈ સુખ ઉપજ્યુ નહિ, આ સૌ નગરી મને મુકતમાલા વિના ઊજડ જેવી લાગેછે, હવે મારી ઉપર કૃપા કરીને મને આગ્ના આપો તો હુ મુકતમાલાનો શોધ કરવા જાઉં. તે સાંભળી શાંતવર્મા બોલ્યો કે ભાઇરે સોમદત્ત શોધ કરવા ગયોછે તેને પણ આજ એક મહિનો થવા આવ્યોછે, તેનો પણ કહિ તાગ લાગતો નથિ. હવે તું પણ શોધ કરવા નીકળ પડીને જતાં મને વળી વધારે શોક ઉપજે એવું કરીશ પછી થયું. તો પછી તે બોલ્યો કે હુ સોમદત્તની પેઠે કરીશ નહિ, ઘણું કરીને તા હું બે ત્રણ માસમાં પાછો આવીશ એવું કહીને બે હજાર રૂપિયા સાથે ખરચીના લઇને તહિથી ચાલી નીકળયો.



# भाग ६.

## श्लोक.

जो दुःखमांपण पडे अतिदुःख भारी ।
तो संतनु मन न होय कदा विकारी ॥
जे दुःखमां नर सदा सदसद्विचारे ॥
तेने जगत्प्रभु महा दुखर्था उगारे ॥

મધ્ય રાત્રિનો સમય થયો એટલે નગરના લોકો દિવસે થયેલો શ્રમ દૂર કરવા માટે ગાઢ નિદ્રામાં નિમગ્ન થઈ ગયા હતા. કેટલા એક નાચ તમાસા ઇત્યાદિકમાં પોતાના થાકેલા જીવને આરામ પમાડવાને ચારે મગ સ્તબ્ધ થઇ ગયા હતા. કૃષ્ણપક્ષ હોવાથી રાત્રિ પણ કાલા રંગનાં વસ્ત્ર પેહેર્યા જેવી જણાતી હતી, તેણે કરી તેનું રૂપ પણ ઘણું ભયંકર દીસતું હતું. ચોકીવાળા અને થાણાંવાળા સિપાઇયોના મધ્યે મધ્યે શબ્દ કાને પડતા હતા તેમાં રાત્રિનું આરડવું અને કુતરાંનું ભસવું મળીને એક જૂદા પ્રકારનું ઉદાસી પણું ચિત્તમાં લાગે એવું બન્યું હતું. બાદશાહના મેહેલની આગળ કેટલાએક અશ્વવાર અને પાળા બંધૂકો ભરીને ફેરા ભરતા હતા. મેહેલની પાસે મ્હોટું બંદિખાનુ

હતું તેની પાસે પણ ખાંધ ઉપર બંદૂકો મૂકીને શિપાઇયો પોરા ભરતા હતા.

એવી ઉપર લખેલી વેળાએ બંદિખાનામાંથી બે માણસો ચોર વાટે થઇને બાદશાહના ઘરમાં આવતા હતા. અંધારી રાત્રિયે તેઓ બંદિખાનાની ઓરડિયોના અડચણવાળા માર્ગોમાં થઇને મેહેલની ચોર બારી આગળ આવી પોહોંચ્યા, પછી તે બારી હળવે હળવે ઊઘાડી ને તેમાં પેશીને મેહેલ પાસે આવ્યા એટલામાં કોઇક ખુંખારેછે એવું સાંભળીને તેઓ ચૂપ થઇને ચારે મગ જોવા લાગ્યા. પેટમાં ફાળ પડી. હવે કોણ જાણે કેવી વેળા આવશે એવું વિચારીને તેઓ સ્તબ્ધ થઇ ગયા પરંતુ પળવાર પછી સૌ શાંતછે એવું જોઇને આગળ ચાલ્યા એટલામાં કોઇક સામુ આવ્યું અને પરસ્પર છાની છાની વાત કરીને તેની પાછળ તે બેહુજણા ચાલ્યા. આગળ ચાલતાં એક નીસરણી આવી તે ઠેકાણે પેહેલા બેહુમાંનો એક બેઠો. અને બાકી રહેલા બેજણ ની સરણી ઉપર ચડ્યા પછી કોઈ ન જાણે એ પ્રકારે ત્રીજેમાળ એક સુશોભિત ઓરડામાં જઇ પોહોંચ્યા. માંહિ પેસેછે એટલામાં એકદમ ફૂલોના અને અતરોના મધુર સુગંધ આવ્યા એટલામાં એક અપ્સરા જેવી પંદર વર્ષની સ્ત્રી આગળ આવી અને તેણે તે નવા માણસને મ્હોટી નમ્રતાથી અને હાસ્યવદને કરી હાથ

વડે આસન ઉપર બેસવાને સાંન કરી. મુખ્મલનું બિછાનું અને રૂ ભરેલા તકિયા તથા બીજો સોનારૂપાનો સામાન જોઇને પઠાણને એવો ભાસ થયો કે હું મારા ઘરમાંજ છું કે શું? અથવા મને સ્વપ્ન આવ્યું છે કે શું? એવી સ્થિતિમાં તે તકિયે જઈ બેઠો. અને તે સ્ત્રીના રૂપ ભણી અને રત્ન જડીત અમૂલ્ય અલંકાર ભણી જોઇને છેક ચકિત થઈ ગયો. સાથે આવેલો માણસ બારણું બંધ કરીને એક મગ જઇ બેઠો.

થોડી વાર બેહુ જણ એક એકના સામું જોઇને સ્વસ્થ બેઠાં. પૂર્વે પરિચય નહિ માટે સંકોચથી કોઇનું કાંઈ કેહેવાનું ધૈર્ય ચાલ્યું નહિ. છેવટ તે બાદશાહની દીકરી બોલી આપના જેવા રૂડા પુરૂષની આવી દશા પ્રાપ્ત થઈ માટે મને ઘણું માઠું લાગ્યું. પૂર્વે જ્યારે મેં આપને ઘોડા ઊપર બેઠેલા દીઠા તે વારેજ મારૂ મન છેક દિલગિર થઈ ગયું. તે અસ્વારોના હાથમાં આપ કેમ આવ્યા એ પ્રકારનો વિચાર મનમાં આવ્યો તે દિવસથી મને ગમતું નથિ આપ આ બંદિખાનામાંથી ક્યારે છૂટશો અને આપની સારી દશા હું ક્યારે જોઇશ એવોજ મનમાં અભીલાખ થાયછે, પણ આપ ઉપરથી અપરાધ કેમ જશે અને મારો બાપ તમને કેમ છોડશે એની ચિંતા મને થાયછે. પછી દુઃખમાં કાંઈ સુખ થવા જેવું ભાષણ સાંભળીને તે પઠાણ ( મુકતમાલા )

દુઃખના શબ્દ બોલવા છોડી દઇને બોલ્યો કે તમારા રાજ્યમાં આવું અંધેર કેમછે. હું મુસાફર ત્રાસથી ઘર છોડીને સુખમાં દિવસ કાહાડતો ફરતો હતો. અને મને વિના અપરાધે પકડીને કેદખાનામાં શામાટે ઘાલ્યો. મારો શો અપરાધ અને હું કોણછું તેની કોઈ ચોકશી કરતું નથિ હવે હું શું કહું. વારૂ હવે તો મારે નસીબનોજ વાંક કાહાડવો હવે બીજો કાંઇ ઇલાજ રહ્યો નથિ. (એવું બોલતાં તે કપાલે હાથ મૂકેછે) અહિ જીવ ઉપર આદરીને આવ્યોછું કારણ કે આવે ઠેકાણે જવું તે સર્પની પૂછડી ઊપર પગ દેવા જેવુંછે. મારો સમય હવણાં વિપરીતછે માટે મને ઘણી બીક લાગેછે.

એ પ્રકારનાં તે પઠાણનાં દુઃખનાં વચન સાંભળીને બાદશાહની કન્યાને ઘણું માઠું લાગ્યું. પછી તે બોલી આપે બીવું નહિ મેં આ ભેદનો સંકેત છાનો રાખવાની સારી તજવીજ કરીછે. બીજાને નામે આપને પકડીને કેદ કરયા એ મને બુરૂ લાગેછે. પરંતુ શો ઇલાજ! બાદશાહ આગળ કોણ બોલે? આપને જેણે કેદ કરીને આણ્યા તેણે પોતાની મતલબ સાધી લીધી. પરંતુ કદાચિત ખરી વાત સમજવાને હવે વિલંબ લાગનાર નથિ. મારાથી થશે તેટલો ઉપાય કરતાં હું આળસ કરીશ નહિ,. પણ મારી મનકામના તમારે પૂર્ણ કરવી જોઇયે એટલે આપે મારો અંગીકાર કરવો

જોઇયે મારા લગ્નની તજવીજ ચાલીછે એ ચાર જણાની તસ્વીર મારી પાસે આવીછે પરંતુ આપ વિના બીજા કોઇ ઊપર મારૂં મન મોહતું નથિ એવું સાંભળીને તે પઠાણ બોલ્યો કે હું મુસાફર છું મારૂં ઘર પણ આપની સાથે સગાઈ કરવા લાયક નથિ અને હાલમાં હું બંદિખાનામાં છું તો બાદશાહની દીકરી સાથે લગ્ન કરવું એ વાત ગાંડા જેવી નથિ શું? પછી તે કન્યા બોલી કે આપને ગ્રહદશા નડેછે માટે એવું લાગેછે પણ એ ગ્રહદશા શું એવીજ રેહેશે? માઠા દિવસ કાલે જતા રેહેશે. એવું સાંભળીને તેણે ઉત્તર દીધો કે પરમેશ્વરનો બનાવ હશે તો હું ના કહીશ તેણે શું થશે, હવે હું જાઉછું મને અહિં ડર લાગેછે. કાલે તમે ચોર બારિયે થઇને મારા મુકામ ઉપર આવજો એટલે આપણે વિચાર કરીશું. આ વાત તેને સારી લાગી પછી તે પઠાણ ચોર બારિયે થઇને પોતાના મુકામ ઉપર આવીને ઉંઘી ગયો. બાદશાહના લોકોએ એને શા માટે પકડ્યો. એ વાત જાણવાની ઇચ્છા વાંચનારાઓને થશે માટે તે નીચે લખીછે.

એ બાદશાહના રાજ્યમાં સંસ્થાનિક મંડળેશ્વર હતા તેમાંના એક પઠાણે બાદશાહને કર આપ્યો નહિ અને બંડ કર્યું પછી બાદશાહે તેની સાથે લડવાને ફોજ મોકલી તેણે તેનો પરાભવ કર્યો. પછી તે પઠાણ

દસ બાર અશ્વાર લઇને નાશી ગયો તેને ઝાલવાને ચારે તરફ અશ્વારો મોકલ્યા હતા તેમાંની એક ટોળિયે પઠાણનો વેશ પેહેરીને જનારી મુક્તમાલાને પકડી તે વાત પાછળ કહીછે. જે વારે તે અશ્વારો તેને કેદ કરી લઇ ચાલ્યા તેવારે ગુલાબસિંહે એવી ડાહાપણની કરામત કરી કે તે અશ્વારોમાંથી એક અશ્વારને પકડવાનું કારણ પૂછી લીધું જે વારે તેને બાદશાહ પાસે લીધો તે વારે તે બોલ્યો કે ખાવંદ સાહેબ હું આપનો નોકર છું અને મને કેદ કરેછે એ અન્યાયની વાત છે. પછી સૌ તેના મુખ સામું જોવા લાગ્યા. તે વારે પાદશાહે પૂછ્યું કે તને અમે કહિ દીઠો નથિ અને તું ચાકર કેહેછે એ વાત કેમ મનાય? પછી તે હાથ જોડીને બોલ્યો કે ખાવંદ! લોકોમાં એવો ઉખાણો છે કે "સર્વ પ્રજા રાજાને ઓળખે પણ રાજા પ્રજાને ઓળખે નહિ" આશરે ત્રણ માસ થયા હું આપના આશ્રયમાં છું, ચાકરી મેળવવાનો યત્ન કરૂંછું પરંતુ કહિ ઠેકાણું પડતું નથિ છેવટ ચાકરી મેળવવાનો ભલો જોગ આવ્યોછે એવું મનમાં આવ્યથી આ પઠાણને પકડીને ખાવંદ પાસે આણવાની ઇચ્છાથી એની પાછળ ત્રણ દિવસથી ઉપવાસી ફરૂંછું. આ પઠાણને મેં કહયું હતું કે હું તારી પાંસે ચાકરી રહીશ પછી લાગ આવે એટલે સરકારના માણસોને સ્વાધીન કરાવું એવી મારી ઇચ્છા

હતી પરંતુ એ કામ અશ્વાર આવવાથી સહજ થઈ ગયું. એવી મારી હકીગતછે હવે મને પણ કેદ કરવો એવી ખાવંદની મરજી હોય તો હું તૈયાર છું.

એવું તે અશ્વારનુ ભાષણ સાંભળીને બાદશાહ ખુશી થયો અને તે અશ્વારને અભયદાન આપીને બોલ્યો કે તેં સારી ચાકરી કરી તમે ચાકરીના બદલામાં બખશીસ મળશે એવું કહીને તેને સોનાનાં કડાં કંઠી અને પોષાક મળીને પાંચ હજારની બખશીસ આપવાનો હુકમ કર્યો. અને તેને બાદશાહે કહ્યું કે કેદખાના ઊપર તને રાખીશું. આપ્રમાણે પઠાણનો રૂડે પ્રકારે બંદોબસ્ત કરવા બાદશાહ બોલેછે એવામાં તે પઠાણ બોલ્યો કે મારી અરજછે. મને શામાટે કેદ કરોછો હું કોણછું અને મારાથી કીયો અપરાધ થયોછે એનો તપાસ તમો કેમ કરતા નથી એવું સાંભળીને બાદશાહ તેના ઊપર લાલ આંખ્યો કરી બોલ્યો કે બસ તારે જાજુ બોલવું નહિ તેં શું કર્યું એ વાતની તને ખબર નથિ પણ હવે ઉતાવળી ખબર પડશે એવું કહીને તેને રાજ મેહેલ પાસે રાજકીય કારણ ઉપરથી મ્હોટા લોકોને કેદ રાખવાના તુરંગમાં એક બંગલામાં કેદ કરી રાખવાનો હુકમ કર્યો અને ગુલાબસિંહ અશ્વવારને તેની સર્વ પ્રકારે તજવીજ રાખ-વાનો હુકમ કર્યો અને પોતે મેહેલમાં જતો રહ્યો.

ઉપર કહ્યાપ્રમાણે ચોકસી થતાં મેહેલને ત્રીજે માળે

પડદાની અંદર બાદશાહની પંદર વર્ષની છોકરી બેઠી હતી તેણે એ પઠાણને દીઠો તેનું મદનના જેવું સ્વરૂપ જોઈને તે છેક મોહિત થઈ ગઈ તેને લાગ્યું કે આપણને આ પતિ મળે તો ઘણું સારૂં એવું મનમાં આવ્યા પછી તેને ક્ષણમાત્ર ગમતું ન હતું રાત્રિ દિવસ તેની સુંદર મૂર્ત્તિ આંખ્યો આગળથી ખસતી નહિ એ વાત તેનાથી તેનાં માબાપને પણ કેહેવાની હામ ચાલતી નહિ કારણ કે તેમના મનમાં પોતાની બરાબરીનો વર મેળવવાની ઇચ્છા હતી માટે તેઓ એ વરને કબુલ કરે નહિ. પછી પ્રથમ તેણે એવો વિચાર કર્યો કે તેને એકાંતમાં મળીને અને તેને સંપૂર્ણ નિરખીને તથા તેના મનનો અભિપ્રાય લઇને પછી જે કરવાનું હોય તે કરવું. તેજ પ્રમાણે તેણે ગુલાબસિંહની માર્ફત રાત્રિયે તેની એકાંતે ભેઠ લીધી ઇત્યાદિ પ્રકાર પાછળ કહયોછે.

અહિ બાદશાહના હુકમથી તે પઠાણને તુરંમાં નાખ્યો પોરાદાર બીજા સિપાઈ હતા પણ તેનો ઉપરી ગુલાબસિંહને ઠરાવ્યો હતો તેથી કોઈ પ્રકારની અડચણ પડતી નહિ. રાત્રિયે સહુલોકો ઉંઘતા એટલે ગુલાબસિંહ અને મુકતમાલા એકત્ર બેશીને વિચાર કરતાં હતાં. મુકતમાલા બોલી કે ગુલાબસિંહ મારૂં ભાગ્ય કેવુંછે. કેટલાએક ઉપાય કરતાં પણ ભાગ્યમાં લખેલું તે થયાવિના રેહેતું નથિ આવા ભાગ્ય ઉપરથી મને એવું લાગેછે કે હું મારા

માતપિત.ને અને પતિને મળયા વગર પ્રાણ છોડીશ દરહર એવું મારે હાથે કિયું પાપ થયું હશે કે જેના યોગથી હું અટવાઈ અટવાઇને મરૂછું. મુવો કાળ મારી પૂઠ છોડતો નથિ મનમાં પણ ધારેલું નહિ એવું વિઘ્ન આકસ્માત આવી પડયું અહિ ન્યાય નથિ અને વિચાર નથિ એક દિવસે તે બાદશાહ ફાંશી દેવાનોપણ હુકમ કરશે હું મુવા જેવી થઈ ગઇ છું માટે હવે હું મારા પ્રાણની પણ ચિંતા કરતી નથિ પણ ઘરડાં માબાપનો (તથા પેટમાં ગર્ભ હતો માટે પેટ ભણી આંગળી કરીને) આનો પ્રાણ વંચે માટે હું પ્રાણ રાખી રહીછું એવું કહીને તે રડવા લાગી તે સાંભળીને ગુલાબસિંહના મનમાં ઘણો ખેદ થયો અને તેની આંખ્યોમાં પાણી આવ્યું અને બોલ્યો કે બાઇસાહેબ ધૈર્યથી અનેસુ-વિચારથી અહિથી પાર પડવું જોઇયે, ઇશ્વર આપણને મદદ કરશે એવી પકકી મનમાં ગાંઠ વાળવી. તેને આ અન્યાય દીસતો નથિ એવું નથિ પણ ભોકતૃત્વ સંપૂર્ણ થયાવિના તે પ્રભુ શું કરે! વારૂ ઠીકછે રાત્રિએ તહિ શું થયું તે કેહો પછી તે બોલી કે થવાનું શું છે તે મારી સાથે લગ્ન કરવાને તૈયાર થઇછે. જેવું હવે તું કેહે તેવું હું કરૂં હવે અહિથી છૂટકો થાય એજ પ્રમાણે કરવુંછે પણ લગ્ન કરવું નથિ પછી થોડું હશીને ગુલા-બસિંહ બોલ્યો કે ફરીથી ભેટવાનો સંકેત કેઈ વેળાએ

કરાવ્યોછે. પછી તે બોલી કે તારી પાસે તેનો ચાકર આવશે અને તું કહીશ તે વેળાએ સંકેત કરશે. હવે હું મેહેલમાં આવીશ નહિ એવું મેં તેને કહયુંછે. તે ઠીક કહયુંછે કારણ કે તહિ જવું સારૂં નથિ હવે એવું કરવું કે બાદશાહના મનમાં શુંછે તે સમજવા વિષે અને આપણા ઉપર વિના કારણે અપરાધ મૂકયોછે તેની તેના મનમાં ખાત્રી કરી આપવા વિષે થાય એટલો યત્ન કરવો પછી એ યત્ન પાર પડે એટલે તેને કેહેવું કે તમે ધારેલો મનોર્થ થશે તમારે રાત્રિએ અમારી પાસે આવવું એવું કેહેવાનો બેહુજણાએ વિચાર કરયો પછી પોત પોતાની જગાએ ઉઠી ગયાં. ગુલાબસિંહે નગરમાં રેહેવાને એક જગા ભાડે રાખી મૂકી હતી તહિ પોતાના ૮ ઘોડા તથા સર્વ સામન રાખી મૂકયો હતો તે દિવસમાં એક બે વાર તહિ જઇને નિરંતર મુકતમાલા પાસેજ રેહેતો હતો. બાદશાહના હુકમથી મુકતમાળાને ભોજનાદિક કરી આપવા માટે ગુલાબસિંહે એક બાયડી ચાકર રાખી હતી તે સવારમાં આવીને પોતાનું કામ કરીને રાતે ઘેર જતી હતી. ગુલાબસિંહ તેને સવારમાં અંદર લઈ જતો અને રાત્રિયે બાહેર પોહોંચાડતો એવો તેણે બેત કરી રાખ્યો હતો એક દિવસે ગુલાબસિંહ નગરમાંથી તુરંગ ભણી જતો હતો તે વેળાએ તેણે શુકલાક્ષ મહારાજની અસ્વારી માર્ગે જતાં દીઠી તેવારે એના પેટમાં

ફાળ પડી પરંતુ મુખ્ય સંતાડીને તે કાંઈક આગળ જતો રહ્યો અને સાથે સિપાઈ હતો તેને કહ્યું કે આ ઘોડા ઉપર બેશીને જાયછે તે કહિ રેહેછે તે તું જોઈ આવ એવું તેને કહીને તુરંગ ભણી ચાલ્યો.

તુરંગમાં આવીને તેણે તે વાત મુકતમાલાને કહી તેવારે તેના મનમાં મ્હોટી ચિંતા ઉત્પન્ન થઈ, પરંતુ ગુલાબસિંહે કહ્યું કે ચિંતા કરવાનુ કાંઈ કારણ નથી મને લાગેછે કે એક પ્રકારે સારૂં થયુંછે તેણે કરેલા કામનું વેર લેવાનો સારો સમય આવ્યોછે એવું સાંભળીને મુકતમાલા બોલી કે એવું મનમાં આણીશ નહિ કેમકે આપણો સમય હવણાં વિપરીતછે એટલામાટે આપણેજ કાંઈ ભયંકર કામ કરવા પ્રવૃત્ત થવું નહિ. થાય તેટલો આપણો બચાવ કરવાનો યત્ન કરીને તેની દુષ્ટ ચાલને બદલે તેને શિક્ષા કરવાનું કામ ઈશ્વરનેજ સાંપવું એવું તેનું વિચારયુક્ત ભાષણ સાંભળીને તેને પણ તે બરૂં લાગ્યું પછી તે બોલ્યો કે તેનો ઉતારો શોધવાને મેં માણસ મોકલ્યુંછે. તે આવ્યા પછી જે યોગ્ય જણાશે તેજ કરાશે એવું કેહેતાજ તે માણસ આવ્યો તેણે કહ્યું કે તેનો ઊતારો પૂર્વ ભણી છેક છેલી એક ઓરડી છે તેમાં છે અને તેની સાથે એક સિપાઈ હોય એવું લાગેછે પછી ગુલાબસિંહે ઠીકછે એવું કહીને તેને બાહાર જવાની આજ્ઞા કરી પછી બેહુજણના વિચારમાં

એવું આવ્યું કે એક સારો હોંશિયાર અને વિશ્વાસુ માણસ તેનીજ પાસે તેનુ ઇચ્છિત કામ કરવાને મિષે મોકલવું પછી તેને જે કરવાનું મન થશે તેની ખબર આપને થશે તેજ પ્રમાણે ગુલાબસિંહે પોતાની પાસે જે ચાકર રાખ્યો હતો તેને સારી બખશીસ આપીને સારૂ શીખ-વીને મોકલ્યો તે બીજે દિવસે સવારમાં તહિ ગયો અને શુકલાક્ષ મહારાજ આગળ મુજરો કરીને બોલ્યો મહારાજ હું ગરીબછું મને કહિ ચાકરી મળતી નથિ જો આપ મને ચાકરી રાખશો તો હું આપની ચાકરી કરીશ મારાં છોકરાં તમને આશીષ દેશે એવી તેની દીન વાણી સાંભળીને શુકલાક્ષ બોલ્યો કે તું અહિનોજ રેહેનારછે? તે બોલ્યો હા મહારાજ. પછી શુકલાક્ષ બોલ્યો કે તને આખા નગરની ખબરછે? પછી તે બોલ્યો કે મહારાજ મારો જન્મ અહિ થયો તો નગરની ખબર કેમ ન હોય? પછી શુકલાક્ષ બોલ્યો કે તને હું કામ સોંપુંછું કે સર્વે નગર ફરીને તારે કોઈ બાહર ગામની સ્ત્રી આવી હોય તે તપાસવી. તે સ્ત્રી સુમારે પંદર વર્ષનીછે અને શ્રીમંતની છોકરીછે તથા ઘણીજ રૂપાળી છે પછી તે બોલ્યો કે એ કામ તો હું સહજ કરીશ નગરનાં ઘરે ઘર ખોળીને તમારૂં કામ કરીશ. પછી શુકલાક્ષ બોલ્યો કે જો એ કામ તું કરીશ તો પગારથી ઉપરાંત સારી બખશીસ તને આપીશ દર રોજ સંધ્યાકાળે તારે તારા

કામની વાત મને કેહેવી એવું સાંભળીને તે મજરો કરીને ચાલ્યો અને તહિથી આવીને તેણે ગુલાબસિંહને થયેલી વાત કહી પછી ગુલાબસિંહે કહ્યું કે સારૂ કર્યું પછી તેને સાબાશી આપીને પચીસ રૂપિયા ઇનામ આપ્યું અને કહ્યું કે તારે નગરમાં ફરવું નહિ સંધ્યા-કાળે જઇને આજ આ પાસે ફરયો પણ નહિ કાંઈ શોધ લાગ્યો નહિ એમ નિત્ય કેહેજે, પછી વારૂ કહીને તે ચાલતો થયો.

પછી આ સારૂં થયુ એવું કહીને ગુલાબસિંહે એવી વાત કરી કે તેને અહિ આણીને ફસાવવો તે એવી રીતે કે—બાદશાહની દીકરી એક બે વાર નહિ રાત્રિએ છાની આવી હતી ત્રણ દિવસમાં તેનું કહેલું કબુલ કરવાનો નિશ્ચય કર્યો હતો અને એ વાત બાદશાહને કહીને તે તેની ઇચ્છા પૂર્ણ કરે એવો વિચાર કરી મૂક્યો હતો એવા પ્રકરણમાં તે બેહુના જીવમાં જીવ ન હતો એનું મુખ્ય કારણ એ કે જે કરે તે વિપરીત થાય એવો પૂર્વેથી ક્રમ ચાલ્યો આવ્યો હતો કોણ જાણે શુ થશે? એવી ચિંતા તેમના મનમાં થતી હતી પરંતુ શુ કરે કાંઈ પણ તે સંકટમાંથી છૂટાવાનો ઉપાય કરવો જોઇયે એવા વિચારમાં એક દિવસ ગયો અને બીજે દિવસે સંકેતનો દિવસ આવ્યો પછી ગુલાબસિંહે તે ચાકર પાસે શુકલાક્ષને એવું કેહેવરાવ્યું કે નગરમાં કહિ

શોધ જડતો નથિ તુરંગમાં એક નવીન બંદિવાન આવ્યો છે તેને આપે જોવો બંદિખાના ઉપર એક નાયકછે તેને પાંચસે રૂપિયા આપવાને કહ્યુંછે તેના કેહેવા ઉપરથી એવું જણાય છે કે તે બંદિવાન સ્ત્રી છે પણ તેણે પુરૂષનો વેષ લીધેલોછે એવું કહીને પછી તે શું કેહેછે તે મને આવીને કહેજે.

ઉપર કહ્યા પ્રમાણે શુકલાક્ષને જઇને કહ્યું તેણે તે વાત ખરી માની, પછી પાંચસે રૂપિયા આપીને તહિ છાનું જવાને કબુલ કર્યું અને તે સિપાઇને તેણે સાબાશી આપીને આગળ હું તારૂં સારૂં કલ્યાણ કરીશ એવી આશા દીધી. પછી તેણે મજરો કરીને કહ્યું કે હું તે તજવીજમાં છું અને કાલે રાત્રિયે આપને બોલાવવાને આવીશ પછી તેણે વારૂ કહ્યું પછી તે તહિથી નીકળીને અહિ આવ્યો અને બનેલી વાત ગુલાબસિંહને કહી બીજે દિવસે ગુલાબસિંહે એવી તજવીજ કરી કે રાત્રિના આઠ વાગતાં મુકતમાલાનો પઠાણનો વેષ પલટાવીને તેને સ્ત્રીનો વેષ ધારણ કરાવ્યો અને રસોઇ કરવા સ્ત્રી આવતી હતી તેને લાલચ દઇને પઠાણનો વેષ પેહેરાવીને બેસારી પછી તે જેમ પેલી સ્ત્રીને નિત્ય બાહાર લઇ જતો એજ પ્રમાણે મુકતમાલાને બાહાર લઇને પોતાના મુકામ ઉપર લઇ ગયો. પછી તહિ તેને સાધારણ પુરૂષનો વેષ પેહેરાવીને અને ઘોડા ઉપર જીન

વગેરે સાજ સજીને તૈયાર થઇને પોતે તુરંગમાં ગયો એટલું કામ કરતાં દસ વાગ્યા. બાર વાગતાં બાદશાહની દીકરીને આવવાનો સંકેત હતો અને તેજ વેળાએ તે ચાકરે શુક્લાક્ષને આણવાને કહ્યું હતું; બાદશાહ પણ તેજ વેળાએ આવનાર હતો. પછી વિચાર કરતાં તે અહિં તહિં ફરતો હતો એટલે બાર વાગ્યા તેવારે ગુલાબસિંહ પાછલી બાજુના ચોર દરવાજા આગળ જઇને શો ચમત્કાર થાયછે તે જોવા બેઠો. તહિના ચાકરોને જે કામ કરવાનું તે શીખવી મૂકયું હતું, એટલામાં બાદશાહની કુવરી આવી તે તહિ બેઠીછે તેવામાં તે સિપાઈ શુકલાક્ષને લઇને તહિ આવ્યો તે નવીન પુરૂષને જોઇને બાદશાહની કુંવરી થોડીક સંકોચાઈ. એવું થાયછે એટલામાં રાંધનારી સ્ત્રિયે પઠાણનો વેશ લીધો હતો તે નીચે ઊતરીને તેજ ઓરડીમાં આવેછે એ સમયે સાથે એક ચાકર લઇને બાદશાહ માથે ટોપી ઘાલીને તે ઓરડીને બારણે આવીને ઉભો રહયો અને તહિ કોણ કોણછે તે જોઇને માથાઊપરથી ટોપી ઉતારેછે એટલામાં તેની દીકરી ભણી નજર ગઈ તેણે તેને ઓળખી પછી તે ઘણી ગાભરી થઇને પાછલે બારણે થઇને નાશી ગઈ તે બાદશાહે દીઠું પણ તેના ભણી વિશેષ લક્ષ ન દેતાં હાથ પગ પછાડતો માંહિ પેઠો પછી શું કેહેવાનું! શુકલાક્ષના પેટમાં મ્હોટી ફાળ પડી અને

હાથ પગ કંપવા લાગ્યા એવી દશામાં તેણે એટલામાં બાદશાહે હુંકારો કરીને તુમ કોન હે એવું પૂછ્યું, તેવારે તે ગભરાતાં મેં મેં મેં એવું બોલવા લાગ્યો તે સાંભળીને બાદશાહ ફરી હુંકારો કરીને બોલ્યો અને તેને મ્હોટા જોરથી લાત મારી. તે કંપતો હતો અને વળી લાત વાગી એટલે ઉથલીને હેઠે પડ્યો પછી વળી બાદશાહ ઉપરા ઉપરી બે ત્રણ લાતો મારી અને બોલ્યો કે કેહે કેહે કેહે પછી તે સાહેબ કહુંછું એમ કહીને હાથ જોડી રડતો રડતો બોલ્યો એટલામાં નીસરણી ઉપરથી ઉતરીને નીચે આવેલા પઠાણ ભણી બાદશાહની નજર ગઈ અને તે આવેશમાં કોપ કરીને કોણછે એવું પૂછ-તાંજ તેણે શુક્લાક્ષને ક્યર ઘાણ કર્યો પછી તેણે હાથ જોડીને ખરૂં હતું તે કહ્યું એટલું જોઈનો ગુલાબ-બસિંહ તહિંથી સટકી ગયો. અને ઉતારા ઉપર આવીને બેહુજણ ઘોડા ઉપર બેશીને ઘોડા દોડાવીને જતા રહ્યા. અહિં બાદશાહે પઠાણનો અને કસૂરસિંહને ગુલા-સિંહે પોતાનું કસૂરસિંહ નામ કહ્યું હતું. શોધ કરવાની આગ્ના કરી શુક્લાક્ષનો અને રસોઈ કરનાર સ્ત્રીનો વૃત્તાંત સાંભળીને કસૂરસિંહે માહી ઠગાઈ કરીને પઠા-ણને કાહાડી મૂક્યો એવું બાદશાહે જાણ્યું પછી તેણે તે બેહુ-જણને હવણાં કેદમાં રાખવા એવું કહીને કસૂરસિંહને પકડ-

વાને ચારે મગ અશ્વાર દોડાવ્યા અને પોતે હવેલીમાં જતો રહ્યો.

એક બે દિવસમાં અશ્વાર પાછા આવ્યા અને તેમણે કહ્યું કે તેમનો કહિ થાગ લાગતો નથિ એવું સાંભળીને બાદશાહને ઘણું ખોટું લાગ્યું અને તેણે તેમનો શોધ કરવાને છાંનાં હેરક મોકલ્યા. પછી ભદ્રાક્ષને શુક્લાક્ષ જોડે દોસ્તી હતી, માટે ભદ્રાક્ષે સીપારસ કરીને શુક્લાક્ષને છોડાવ્યો પણ તેને એક મહિનો કેદ ભોગવવી પડી.

અહિ ગુલાબસિંહ અને મુક્તમાલા ઘોડા દોડાવત સોળ ગાઉ નીકળી ગયાં ત્યારે સવાર થઈ. ઘણો વિસામો ન ખાતાં બપોરે પરરાજ્યમાં એટલે ભદ્રાક્ષના રાજ્યમાં ગયાં. વાટમાં શુક્લાક્ષની થયેલી દશા ગુલાબસિંહે મુક્તમાલાને કહી તેવારે દુઃખમાં કાંઈ સુખ થયા પ્રમાણે બેહુજણ પેટ ભરીને હસ્યાં. તેમને એટલું ખચિત લાગ્યું કે તેને આપણા ઊપર શક આવવાનું કાંઇપણ કારણ બન્યું નથિ તે ઘણું સારૂં થયુંછે તહિંથી ઉજ્જયિની નગર ચાર પાંચ દિવસની મજલા ઉપર હતું તહિં જતા લગી રાત્રિયે એક પ્રહર નિદ્ર કરવા સિવાય વીસામો ખાવો નહિ એવો નિશ્ચય કરીને તે બેહુજણ ઊજયિનીમાં ગયાં.

---

# भाग ७.

## श्लोक.

ते भांगवा व्रत अमुल्य पतिव्रतानुं ॥
कामांध तो बळ करे निजदुष्टतानुं ॥
तेने कदापि उपजे न विचार सारो
हिंसादि पाप करतां न डरे नकारो ॥१॥

પ્રાતઃકાળ થયો એટલે પોતપોતાના નિત્ય કામમાં લાગ્યા. જે સજ્જન અને નીતિમાન લોક હતા તેઓ કોઇનો ઘાત ઇત્યાદિ દુષ્ટ કર્મ ન કરતાં જેવા દિવસ વીત્યા એવાજ દિવસ વીતો એવું ઇશ્વર પાસે માગવા લાગ્યા. જે નર રોગથી અને અતિદુઃખથી પીડાયલા હતા તેઓ આ દુઃખદાયક આયખાનો એક દિવસ ઓછો થયો એવું માનવા લાગ્યા. કેટલાએક પ્રાણિયોનો જન્મ થવા માંડ્યો અને કેટલાએકનો નાશ પણ થવા માંડ્યો. એવે પ્રકારે સૃષ્ટિક્રમનો પ્રકાર ચાલતાં ઉજયિની નગરીમાં મુગાબાઇને ઘેર એક ગડબડ થઈ રહીછે. પાણિયારિયો માથા ઉપર કળસ લઇને પાણી વેહેછે જોશી બાવો કાળગ્રહાદિકનું ફળ વાંચેછે. આસપાસની બાઇયો એકઠી થઇને મુક્તમાળાને હળદ કંકું આપેછે. કોઇ

સાકર વાટેછે, એટલો આનંદ દાયક સોહાગ કરવાની મુક્તમલાની ઇચ્છા ન હતી પરંતુ મુગાબાઇયે તેને આનંદમાં રાખવા એવો આરંભ કર્યો.

પોતાને દીકરો અવતર્યો એવું જોઇને મુક્તમાલાને તે દુઃખમાં થોડુંક સુખ થયું ખરૂ, પરંતુ પોતાના પતિનું સારૂ હોય અને પોતાના પિતાને ઘેર જેવોજ જન્મોત્સવનો આનંદ થાય એવો આનંદ તે દુઃખની વેળાએ પરઘેર તે ક્યાંથી થાય. મુક્તમાલા વિચારે છે કે મેં બાપને ઘેર દીકરો જણ્યો હોત તો વૃદ્ધાવસ્થામાં બાપને ઘણો આનંદ થાત. અને હજારો રૂપિયા દાન ધર્મ કરીને ઘણો સોહાગ કર્યો હોત. પણ મારૂં પ્રારબ્ધ ખોટુંછે. તેથી મારે પરઘેર રેહેવું પડ્યું. માઠા ભાગ્યે તે દુષ્ટની સૌને દુઃખ દેવા ની બુદ્ધિ કરી અહિ આવ્યાં સુમારે એ ત્રણ મહિના થયા ઘેર ત્રણ ચાર પત્ર મોકલ્યાં પણ એકનો ઊત્તર ન આવ્યો એનું કારણ શું હશે. તે કાંઇ સમજાતું નથિ આથી વળી બીજું કિયું સંકટ આવી પડશે તે કાંઈ સૂજતું નથિ એવો વિચાર કરતાં તેના મનમાં એવું આવ્યું કે શુકલાક્ષ આ પ્રકારે મારો નાશ કરવા ઇચ્છેછે તેનુ કારણ શું હશે. પછી વિચાર કરતાં મનમાં આવ્યું કે આપણા બાપની સઘળી સંપત્તિ તેને જોઇયે છિયે એ વિના બીજું કારણ જણાતું નથિ. એટલા માટે તેણે ઘોર કર્મ કર્યું. હવે એ નિર્દય માણસ

મારે અને મારા બાળકનો પ્રાણ લેશે એવું તેને લાગ્યું. પિતા ભણીથી અદ્યાપિ પત્ર આવતું નથિ, એમાં પણ તેનીજ કારવણી હશે એવી તેના મનમાં સમજુત થઈ ગઈ. હવે રક્ષણ કરવાનો શો ઉપાય કરવો એ વિચારમાં તેનું મન છેક ગુંથાયું.

જેવારે મુક્તમાલા મુગાબાઇને ઘેર આવી તેવારે તેણે તેનો મ્હોટો સત્કાર કર્યો. પછી તેની સૌ વાત સાંભળયા પછી મ્હોટા શ્રીમંતની દીકરી હાવી દુર્દશામાં આવી પડી તે જોઇને તેના પેટમાં ધાશકો પડયો પછી મુક્ત-માલા ઉપર તે ઘણો સ્નેહ રાખતી હતી. મુગાબાઇનો પતિ મરણ પામેલો હતો તેથી તેણે વિચાર્યું કે આ શ્રીમંતની દીકરીની ચાકરી કરીશું તો આપણું પણ કાંઈ ભલુ થશે. મુગાબાઇને પાંચ વર્ષનો છોકરો અને વૃદ્ધ સાસૂ એવિના બીજુ માણસ કોઈ ઘરમાં ન હતું. તેનો. ભાઈ ભદ્રાક્ષ ઊજયિનીનો મામલતદાર હતો તેનોજ તેને આધાર હતો મુગાબાઈ ગરીબ હતી માટે મુક્ત-માલા પોતાના ખર્ચથી તેમનું પણ ભોજન ખર્ચ ચલાવતી હતી પાંચસે રૂપિયાનો એક દાગીનો વેચીને તેમાં-ના બસે રૂપિયા ગુલાબસિંહને અને બાકીના રૂપિયા અને સાડાચાર હજારના દાગીના તેણે મુગાબાઇને સ્વાધીન કર્યા હતા, તેણે તેને કહ્યું હતું કે મુક્તમાલાએ મુગાબાઇને કહ્યું હતું કે એક બે ચાકર રાખવા પડે

તો રાખો અને આ રૂપિયા પૂરા થાય ત્યાર પછી બીજો એક દાગીનો વેચાશે. ધરાવતીથી પત્ર આવતો નહિ માટે તેને ઘણી ફિકર થતી હતી પછી બેહુના વિચારમાં એવું આવ્યું હતું કે કોઈ ખબરદાર માણસ મોકલ્યાવિના હવે ચાલશે નહિ.

ભદ્રાક્ષ પોતાની બેહેનના સમાચાર લેવા કોઈ કોઈ દિવસે આવતો હતો, પરંતુ મુકતમાલા તહિં આવીને રહી ત્યાર પછી તો તે નિત્ય આવતો હતો. તેનું દિવ્ય સ્વરૂપ જોઈ તેના મનમાં પાપવાસના ઉત્પન્ન થઈ, પરંતુ તેના પ્રસવ થવાના દિવસ પાસે આવ્યા તેણે કરીને તે વાસના તેના મનમાંજ રહી હતી તે નિત્ય આવીને મુકતમાલાને બોધ કરતો હતો કે હવે તમે કશી ચિંતા કરશો નહિ, હવે તમે સહુ સંકટથી મુક્ત થશો એવું તે અનાથ આગળ કેહેતો હતો. તહિંજ પોતાને હાથે પત્ર લખીને સવારે શાંતવર્મા ભણી મોકલીશ. એમ કેહેતો હતો. પણ મોકલતો નહિ હવે એવાં પત્ર બાંજરે પડતાં હતાં તે શાંતવર્માને કેમ કરી પોહોંચે અને એના મનનું કપટ મુકતમાલા શી રીતિએ જાણે. મુકતમાલાને જે જે જોઇયે તે આણી આપતો હતો એવો ક્રમ ચાલ્યો હતો. મામલેદાર અહિં આવેછે એવું જાણીને ગુલાબસિંહ રાત્રિની વેળાએ કોઈ કોઈવાર તેના સમાચાર લેવા આવતો હતો. પુત્ર અવતર્યો એવું

જાણી તેને મ્હોટો આનંદ થયો; પરંતુ મુકતમાલા સુખે કરી ઘેર પોહોંચે ત્યારે સહુ સારૂં થાય એવું વારંવાર તે વિચારતો હતો. તેણે પણ એક બે પત્ર મોકલ્યાં હતાં પરંતુ સર્વ મામલેદાર પાસે આવે તે ત્યાં પોહોંચે કેમ? એણે પુત્ર જણ્યો તેજ દિવસે મેં પત્ર મોકલ્યોછે એવું ભદ્રાક્ષે કહયું પરંતુ એક મહિનો થયો પણ તેનુય ઠેકાણું ન પડયું એવું જોઇને જયારે ગુલાબસિંહ સમાચાર લેવા આવ્યો ત્યારે તેણે તેને કહયું કે તારા સમાગમથી મેં આ દિવસ દીઠા હવે ઘેર પોહોંચવાને પણ તારોજ મારે આધાર છે. તું ઇરાવતીમાં જઇને જયારે શાંતવર્માને મળીને આવીશ ત્યાંસુધી મારૂં ઠેકાણું પડશે નહિ. એવી તેની દીનવાણી સાંભળીને તે બોલ્યો; બાઇસાહેબ આ ચાકરને કાંઈ કેહેવું પડે એવું નથિ મેં પણ તેવુંજ વિચાર્યુંછે તો હવે એક બે દિવસમાં હું તહિ જાઉંછું પણ કોઈ વાર કેવો પ્રસંગ આવશે એની મને ચિંતા થાયછે માટે વિચાર કરીને ચાલવું એવું કહીને તે નીકળી ચાલ્યો.

મુકતમાલાએ પોતાના પુત્રનાં નેત્ર કમળ જેવાં છે એવું જોઇને તેનું નામ કમળાક્ષ પાડયું. તેની આકૃતિ પતિના જેવી હતી તેથી તેને જોઇને મુકતમાળા પ્રસન્ન રેહેતી, ગુલાબસિંહ ઘેર જઇને પિતાને આ આનંદદાયક સમાચાર કેહેશે એટલે તે અહિ આવશે એવું તેને

લાગતું હતું, પરંતુ એક મહિનો જતાં તેનું પણ ઠેકાણું પડ્યું નહિ એવું જોઇને તેનું ચિત્ત ઉત્તરોત્તર ઉદ્વેગમાં પડ્યું. સુમારે અઢી માસ થયા એટલે તે ઘરમાં ફરવા લાગી તે જોઇને ભદ્રાક્ષે વિચાર્યું કે આપણો વિચાર સિદ્ધ કરવાનો સમય આવ્યોછે તો હવે યત્ન કરવાનો આરંભ કરવો. પછી તેણે પોતાની બેહેનને ઘેર બોલાવીને તેને એકાંતમા કહ્યું કે મારે એક કામછે, તેમાં તુ સાહાયતા કરીશ તો તને પાંચ હજાર રૂપિયા આપીશ તેનું મન પાપ વાસનામાંછે એવું તેણે જાણેલું નહિ તેથી તે બોલી કે હું ગરીબ છું મારા હાથથી એવું કિયું કામ થશે અને થવા જેવું હશે તો મારાથી આળસ થશે એવું તને લાગેછે શું? એવું સાંભળીને બોલ્યો કે મુક્તમાલાને દીઠી ત્યારથી તેના ઉપર મારૂં મન લાગ્યુંછે તે દાહાડાનું મારા જીવને ચેન પડતું નથિ કોઇ કોઇ દાહાડો આખી રાત્રિ ઉંઘ નથિ આવતી પરંતુ અડચણથી મેં આજ લગી દુ:ખ સહન કર્યું હવે મારાથી રેહેવાતું નથિ એવું સાંભળતાંજ તેના શરીરનાં રૂવાં ઊભાં થયાં અને બોલી કે એવા સ્વભાવની તે છે નહિ અને એવી વાત કેહેવાને મારી હામ ચાલતી નથિ પછી તે હસતો હસતો બોલ્યો કે તારૂંજ ગાંડ-પણ છે. તેનો ધણી બંદિખાને પડ્યોછે, તો એ સ્ત્રી તે વાત અંગીકાર ન કરે એવું લાગતું નથિ એવું

સાંભળીને જો તે પાપથી ડરશે તો પૈસાથી એને ડગાવવી. પછી તેના મનમાં એવું આવ્યું કે આપણને પાંચ હજાર રૂપિયા મળશે અને એના પાંચ હજારના દાગીના છે, તે પણ આપણાજ છે. એવા દસ હજાર રૂપિયા થયા એટલે જન્મભરની ચિંતા ગઈ તેનું યથાસ્થિત થયા પછી આગળ આપણું કલ્યાણ થશે તે કોણે દીઠુંછે એવો વિચાર કરીને તેણે તેને કહ્યું કે તું મારે ઘેર આવ પછી હું ઘરમાંથી બાહાર જાઉ એટલે તે એકલીજ નહિ રેહેશે. એવી જુગતિ કરીશ પછી તુંજ તેને પૂછ. કામ થાય તો ઠીક અને નહિ થાય તો પછી હુ પણ પ્રયત્ન કરીશ. એને પણ એ વાત ગમી. પછી સવારે આવીશ એવું કહ્યું એટલે તે ઉઠી પોતાને ઘેર ગઈ.

બીજે દિવસે સંકેત પ્રમાણે, સમી સાંજે ભદ્રાક્ષ પોતાની બેહેનને ઘેર ગયો. તેઓ બેહુજણિયો મેડા ઉપર છોકરાંને રમાડતાં હતાં તેનો પણ છોકરો અહિથી નહિ બેલતો હતો. એને નહિ આવતો દીઠો એટલે મુક્તમાલા ઉભી થઈ, તેને જોઇને ભદ્રાક્ષનું મન પાણીમાં માછલું ઊછળે એમ ઉછળવા લાગ્યું. પછી તે બેહેનની પાસેજ છોકરાં પાસે જઈ બેઠો પછી કેટલીવાર આડી અવળી વાતો કરીને મુગાબાઈ છોકરાને જમવા બેસાડીને આવું છું એવું ભાઇને કહીને છોકરાને હાથે ઝાલીને

બાહેર નીકળી ગઈ પછી ભદ્રાક્ષે મુકતમાલા સાથે બોલવાનો આરંભ કર્યો. એ ઉપરા ઉપરી જઈને સમાચાર પૂછતો તે વેળાએ કદિ કદિ મુકતમાળા સાથે બોલવાનો પણ પ્રસંગ પડતો હતો તેણે મુકતમાલા પાસે બોલવાની ટેવ પાડી હતી એના મનમાં પાપ વાસના છે એવું તેના મનમાં પણ હતું નહિ માટે તે મોકળા મનથી તેની સાથે બોલતી હતી. ભદ્રાક્ષ મુકતમાલા સામું જોઈને બોલ્યો કે ઘણા કાગળ મોકલ્યા તેમાંના એકેય કાગળનુ ઠેકાણું હજી પડ્યું નથિ પછી તેના વચન સાંભળીને મુકતમાલા બોલી તમારા જેવા મ્હોટાન હાથમાં પત્ર આપ્યાં તેથી આજ આટલા દિવસ થયા પછી તે બોલ્યો કે તમારા દેખતાંજ મેં પત્રબીડાને મોકલ્યાં છે, મેં કાંઈ આળસ કર્યું નથિ પછી ગમે તેમ થયું હોય તેની મને ખબર નથિ વારૂ ઠીક છે તને કાંઈ વનમાં તો નથિ ત્રણ મહિના થવાઆ્યો એટલામાં જો કોઈ ન આવે તો તમને પોહોંચડવા આવીશ એવું સાંભળતાંજ તેને થોડુક હસવું આવ્યું તે જોઈને તેના પેટમાં જે આનંદનો ઉભરો આવ્યા તે મુખથી કહી શકાતો નથિ પછી એને એવું લાગ્યુ કે આપણું કામ થવા જેવુંજ છે એટલામાં છોકરો રડવા લાગ્યો તેને ચપટિયો વગાડીને એણે છાનો રાખવા માંડ્યો પણ તે રહ્યો નહિ પછી એણેજ છોકરાને લે એવું તેને કહ્યું તેવારે તે

આગળ થઇને છોકરાને લેવા માટે નીચે વાંકો વળી એટલા-માં આ દુષ્ટે તેના હાથ ઝાલ્યા અને અહિંજ બેશને એવું તેને કહ્યું એવું જોઇનેજ તે નાગિણીની પેરે ફૂંફવાડો ખાવા લાગી અને હાથને ખશેડીને થોડીક પાછી હઠી. પછી લાલ ડોળા કરીને બોલી અરે દુષ્ટ તું કેને અંગે હાથ નાખેછે, એનો વિચાર કર્યોછે? મારા રડ્યા કાળું મુખ કરીને અહિંથી નીકળી જા ફરીથી મારી ભણી જોઇશ તો તને જીવ આપીશ. એવા તેના કઠોર શબ્દ સાંભળીને તેનું મુખ ઊતરી ગયું અને શરીરે ઘામ છૂટ્યો. મ્હોટો મામલેદાર ખરો પરંતુ તે વેળાએ માન ભંગ થયો તેથી ફરીથી તેના મુખ સામું જોઈ શક્યો નહિ. મનમાંને મનમાંજ દુભાવા લાગ્યો. છોકરો અધિક અધિક રડવા લાગ્યો પરંતુ તેને લેવાનું તેને હભાન રહ્યું નહિ. એટલામાં મુગાબાઇ પાસે આવી અને શું છે એવું કહીને તેને છોકરાને ઉચકી લીધો પછી મુક્તમાલાના હાથ ઝાલીને તે તેને ઘરમાં લઈ ગઈ પછી ભદ્રાક્ષ ખિન્ન થઇને ઉઠી ચાલ્યો.

મુક્તમાલાને ઘણી રીસ ચડેલીછે એવું જોઇને મુગાબાઇયે ઘરમાં લઈ જઇને ઘણું સાંત્વન કર્યું પણ તેની રીસ મટી નહિ ત્યારે તે બોલી કે બળી રીસ સોના જેવો છોકરો રડી રડીને થાક્યો તો પણ તને લેવાની શુદ્ધિ ન રહી, પછી તેની રીસ

ઓછી થઈ અને છોકરો લેવામાટે આગલ કરેલો હતો તે લઇને તેને ચુંબન કર્યું ત્યાર પછી મુગાબાઈ બોલી કે, બાઇરે, તરૂણ સ્ત્રિયો હોય, અને તેમાં પણ તારા જેવી રૂપાળી હોય તેના ઉપર એવોજ પ્રસંગ આવી પડેછે, માટે તું કાંઈ મનમાં આણીશ નહિ, હું હવણાં તેનો સારો બંદોબસ્ત કરીશ. આવી તેણે તે વેળાએ રીસ ઊતારવાને અનેક વાતો કહી, પરંતુ તેને જન્મભર આવો પ્રસંગ મળેલો ન હતો. જે દુર્ગુણનો મનથી દ્વેષ કરનારી તેને આવો પ્રસંગ આવી પડ્યો તેથી સર્વાંગ અગ્નિ થઇ રહેલો હતો. પછી તેણે નીસાસો મૂક્યો અને બોલી કે મારૂં ભાગ્યજ ખોટુંછે. હું બીજાને કેમ દોષ દેઉં; હજી મારા ભાગ્યમાં કિયાં કિયાં દુઃખ ભોગવવાનાં રહ્યાંછે તે જણાતું નથિ, તારો ભાઈ તે મારો ભાઈ એવું સમજીને હું મોકળા મનથી તેની સાથે બોલતી હતી, તે મુવાની દુષ્ટવાસના છે એવું હું કેમ કરી જાણું! આજથી તે દુષ્ટનું હું મુખપણ જોનારી નથિ આવો તેને ઘણો ક્રોધ ચડેલો જોઇને મુગાબાઈ બોલી, હવે એ વાત મુખથી બોલીશ નહિ, તારીપેઠે મને પણ થઈ ગયુંછે એવું કેહેતાં તે પોત પોતાના ધંધામાં લાગ્યાં.

અહિં ઊપર કહ્યા પ્રમાણે અપમાન પામીને ભદ્રાક્ષ પોતાને ઘેર આવ્યો અને સ્વસ્થ થઇને વિચાર

કરવા લાગ્યો ત્યારે તેને એવું લાગ્યું કે, આજ આ નગરમાં મારો અમલછે, સહુ લોકો મારાથી થર થર કંપેછે, કોઈ વેળા હું મ્હોટો અપરાધ કરૂં તો મને કોઈ શિક્ષા કરનાર નથિ એવું છતાં તે બંદિવાનની સ્ત્રી મારૂં મ્હોટું અપમાન કરીને કાળજામાં બાણ વાગે એવા અપ શબ્દ બોલી તે મેં ઉતર દીધા વિના સાંખ્યા. અરે! મેં આવડી અડચણ શામાટે સહી? ગમે તે અપરાધ મુકીને તેને બંદિખાનામાં રાખવાની મારામાં શક્તિછે, એવું છતાં તેવેળાએ મારી બુદ્ધિ મોહ કેમ પામી એ મને આશ્ચર્ય લાગેછે. એવો વિચાર કરતાં તેના તે કઠોર શબ્દ સાંભળ્યાથી તેને ઘણો ક્રોધ ચડ્યો એનું મનમાનતું ન થયું તેથી એણે દુષ્ટતા કરવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે મુગાબાઈ પોતાંના ભાઇને ઘેર ગઈ પછી બેહુજણ થઈ ગયેલી વાતનો વિચાર કરવા લાગ્યાં તે-માં તે બોલ્યો કે એ કામ સિદ્ધ થવું ઘણું કઠિનછે; બલાત્કા-રે તે કામ કરતાં તે પછી શું કરશે તે કહી શકાતું નથિ એવું સાંભળીને ભદ્રાક્ષ બોલ્યો એકવાર તેને અનેક પ્રકારની વાતો કહીને તારાથી થાય એટલો યત્ન કર નહિ તો તેના કપાળમાં દુઃખજ ભોગવવું હશે તો મારો ઊપાય નથિ તારા કહ્યા ઉપરથી જો તે મને અનુકૂલ થશે તો તેણે જે મારૂં અપમાન કર્યું તેની ક્ષમા કરીશ,

અનુકૂલ નહિ થાય તો તેણે જે મને દુઃખ દીધુંછે તેનુ વેર વાળીશ. જે વેળાએ તેણે મને કુવચન કહ્યાં તે વેળાએ તેને શિક્ષા કરત પણ પ્રીતિ ભાવથી મેં તે વેળાએ સહન કર્યાંછે. તેના ધણિયે મ્હોટો અપરાધ કર્યોછે, તેથી તે બંદિખાને પડ્યોછે, તો કદાચિત એને પણ બંદિવાન કરીને રાજા ભણી મોકલીશ. એવું ભાઇનું વચન સાંભળીને તેણે તેની પાસે આઠ દિવસની અવધિ માગી લીધી.

મુગાબાઈ ભાઇને ઘેરથી આવી ત્યાર પછી તેણે બે ચાર દિવસ જવા દીધા પછી તેને લાગ્યું કે હવે મુક્ત- માલાનો ક્રોધ ઉતર્યો અને આગળ પ્રમાણે હવે ચાલેછે. પછી એક દિવસે તે બેઉ આનંદમાં બોલતાં હતાં તેવામાં આજ લાગ ભલોછે એવું મનમાં આણીને તે બોલી કે તારી સર્વે સ્થિતિ મનમાં આણવાથી મને ઘણું ખોટું લાગેછે. અને હવણાં એક બે દિવસથી તો ઘણુંજ ખોટું લાગેછે. કેમકે તે દિવસે તને ક્રોધ ચડેલો હતો તેથી તેં મારા ભાઇને કવચન કહ્યાં, હુ મારા ભાઇને બોલાવવા ગઈ પણ તારા કઠોર શબ્દોએ તેને કોપાયમાન કરેલો હતો તેથી તેણે મને કહ્યું કે તેના ધણીને માથે મ્હોટું ચાંદું આવવાથી તે જન્મ દ્વીપમાં પડ્યોછે. તો હવે એને પણ અપરાધી કરીને કેદ કરી જયપુરમાં રાજા ભણી મોકલી દેવી

જોઇયે. એમ ન કરૂં તો મારે માથે ચાંદું આવે. એવું તેનું બોલવું સાંભળીને મેં તેને ઘણા કાલાવાલા કર્યા પણ તેણે માન્યું નહિ. છેલ્લી વારે તેણે એટલુંજ કહ્યું કે જો તે મારી ઇચ્છા પ્રમાણે ચાલશે તો તેનું હું ભુંડું નહિ કરૂં અને હિત કરીશ. હવે તને એ શું કેહેછે તે સાંભળીને મને કેહેજે, પછી મેં તેની પાસે એક અઠવાડિયાની અવધિ માગ્યોછે તો હું તને એટલુંજ કહુંછું કે અતિશય આગ્રહ કરીને હવે તું તારો તથા તારા પુત્રનો જીવ સંકટમાં નાખીશ નહિ. હું તને મ્હોટા આનંદથી કહુંછું એવું નહિ પણ શું કરિયે હવે પ્રસંગજ ચમત્કારિક આવી પડ્યોછે. તે મામલતદારછે તેની સત્તાને કોઈ અટકાવી શકે એવું નથિ તું વિચારવંત અને શાણીછે માટે તને ઘણું કેહેવું પડે એવું નથિ. એવું સાંભળીને મુક્તમાલાનું ચિત્ત છેક ખિન્ન થઈ ગયું અને વિચાર કરીને એક બે દિવસમાં તને કહીશ એવું કહીને તે કમળાક્ષને લઇને પોતાના ઘરમાં ગઈ અને વિચાર કરતી બિછાના ઉપર પડી.

વિચાર કરતાં કરતાં મુક્તમાલાનાં અંતઃકરણ ત્રાસ પામ્યાં. આવી વેળાએ શું કરવું તે સૂજ્યું નહિ અને ગાંડા જેવી થઈ ગઈ. તે વારંવાર પોતાના બાળકના સુંદર મુખ સામું જોતી હતી. તેના મનમાં

એવું હતું કે આજ લગી તો મને મારા એકલા જીવની ચિંતા હતી હવે તો ઇશ્વરે આ એક બીજી ચિંતા મને વળગાડી. મુગાબાઇનું પણ ચિત્ત ફરી ગએલું જણાયછે. હવે એ દુષ્ટ શું કરશે તેનો ભરંસો નથિ તે અહિ અમલદારછે માટે આપણું દુઃખ કોઈ ભાગી શકે એવું નથિ. કોઇને કહીશું તો તે ઉલટો પ્રતિકૂલ થશે એમાં સંશય નથિ. ગુલાબસિંહનો એક આધાર હતો તે પણ ગયો. એવો વિચાર કરતાં હવે શું કરવું એ તેને સૂજયું નહિ. મુગાબાઇનું ઘર તેને યમસદન સરખું લાગ્યું છેવટ તેણે એવો નિશ્ચય કર્યો કે ગુલાબસિંહની બેહેન અહિથી ગાઉ ઉપર ગામ કુંછે તહિ રેહેછે. તહિ જાઊ એ વિના બીજો આધાર દીસતો નથિ પછી જે થવાનું હોય તે થાઓ. મુગાબાઈ પાસેથી દાગીના માગી લેવા એવું તેના મનમાં આવ્યું પણ તેના મનમાં એ જતી રેહેશે એવો સંશય આવશે એવો વિચાર કરીને તેણે તે ઉપર પાણી મૂકયું. પછી એક બે દિવસ ગયા પછી એક દિવસે સાયંકાળે દીવા કરવાની વેળાએ તેણે કમળાક્ષને એક કપડામાં ઘાલીને બાંધ ઉપર મૂકયો અને મુગાબાઈ હાક મારતી હતી તે ન સાંભળતાં ઘર બાહર નીકળી. પછી એક માર્ગે ચાલતી થઈ. હવે સોમદત્ત તહિ શું કરેછે તે વાત લખાયછે.

સોમદત્ત ખિન્ન થઇને મુકતમાલાનો શોધ કરવ

નીકળ્યો. તે આ ગામથી પેલે ગામ અને પેલે ગામથી આ ગામ એવા પ્રકારનો શોધ કરતો ચાલ્યો. વટેસરી અને ગામલોકોને પૂછતો પૂછતો ગાંડા જેવો ગામો-ની આસપાસ પણ ફરતો હતો. તહિં શોધ ન લાગ્યો તો બીજે ઠેકાણે જતો. એમ કરતાં તે એક નગરીમાં ગયો. તહિંપણ પૂર્વે કહ્યા પ્રમાણે દિવસે આસ પાસ શોધ કરતો સાયંકાળે નગરીમાં પાછો આવતો હતો. અને માર્ગોમાં ભ્રાંતિષ્ટ સરખો જોતો જોતો બજારને માર્ગે આવ્યો, તહિં બેહુ બાજુની દુકાનમાં દીવા પ્રકટેલા હતા, હજારો સ્ત્રિયો અને પુરૂષ પોતપોતાના ઉદ્યોગ માટે અહિંથી તહિં જતાં હતાં અને કેટલી એક કાંઈ ખરીદી કરીને પોતપોતાના ઘર ભણી જાયછે એવું તેણે દીઠું પરંતુ તેને જે ઇચ્છિત પદાર્થ તે કહિં મળતું નથિ. જેટલી સ્ત્રિયો આવે તેટલી સ્ત્રિયોના મુખ સામુ જોતો જાયછે એટલામાં એક સ્ત્રી બે છોકરૂં લઇને જાયછે એવું તેણે દીઠું, પછી તે એક દુકાન સામી આવી ત્યાં એક દીવાનો પ્રકાશ મુખ ઉપર પડ્યો તો પણ તેણે ઓળખી નહિ કારણ કે જેમ સેલડી કોહોલમાંથી પાર કાહાડતાં જેમ રૂપાંતરને પામેછે એમ તેનું શરીર અનેક વેળા દુઃખના અને ચિંતાના ચરકામાંથી પીલાઈ નીકલેલું તે કારણથી નિસ્તેજ થયું હતું અને તેના નાકમાં વાળીપણ ન હતી. ત્યારે બીજા અલંકાર

વિષે તો કેહેવાનુંજ શું? રાત્રિ હતી તેમાટે તેણે ઓળખી નહિ.

જેમ જેમ તે મુખ્ય આગળ આવતી ગઈ તેમ તેમ તેને મુક્તમાલાનો ભાસ થતો ગયો. પછી છેક પાસે આવી ત્યારે આજ મુક્તમાલા એવો નિશ્ચય થયો. પરસ્પર ઓળખ થઈ, પછી બેહુના પેટમાં આનંદનો ઉદ્ગાર આવ્યો. પછી કિંચિત્ હાસ્યવદન કરીને આપણે કહિ છિયે એની પણ સુદ્ધિ ન રહી એક એકની પાસે જાયછે એટલામાં એક ભયંકર પુરૂષે સોમદત્તને ધક્કો મારીને હેઠે પાડ્યો અને કોઇએ જોયું ન જોયું એવામાં મુક્તમાલાને ગાડીમાં ઘાલીને માર્ગે પડ્યો. જે વેળાએ એ દુષ્ટે મુક્તમાલાને ઉચકીને ગાડીમાં ઘાલી તેવેળાએ કોઈ ધાવરે કોઈ ધાવરે એવું કહીને મુક્તમાલાએ ઘણા ખરકા પાડ્યા. શુંછે શુંછે એમ બોલતા લોકો જેવ પાસે આવ્યા તેવામાં ગાડી દૂર જતી રહી. લોકના સમજવામાં એ વાત આવી નહિ. તે બિચારા સોમદત્તની એક મગ પાઘડી અને એક મગ જોડો એવી અવસ્થા પામીને મૂર્છિત થઇ પડ્યો હતો તેને લોકોએ ઊભો કર્યો. પછી કાંઈક સાવધાન થયો એટલે લોકોએ તેને પૂછ્યું કે તને કોણે પાડી નાખ્યો અને એ બાઇડી કોણ હતી અને તેને કોણ પકડી ગયો ઇત્યાદિ પ્રશ્ન પૂછ્યા પણ તે પૂર્વેની વાત જાણતો હતો નહિ માટે તેના

થી યથાર્થ ઉત્તર દઈ શકાયો નહિ. તેનાં સર્વાંગ પછડાયાથી હાથ પગ દૂખતા હતા. પછી તેણે સંક્ષેપે કાંઈ વાત કહી ને સરકારી પુરૂષોને બનેલી વાતનો શોધ કરવાને કહ્યું. આજ ઘણા દિવસથી ઢુંડતાં ઢુંડતાં મુક્તમાળા દૃષ્ટિયે પડી અને અતિશય આનંદ ઉપજતો હતો તેવામાં આવી દશા થઈ તેણે કરીને તેને જે દુઃખ ઉપજ્યું તેવું કદિ ઉપજ્યું ન હતું. પછી તે લંગડાની પેઠે ચાલતો ચાલતો પોતાને ઉતારે ગયો અને થોડુંક ખાઇને તે બિછાના ઊપર સૂઈ રહ્યો. તેને પોતાના દુઃખની પણ સ્મૃતિ રહી નહિ. જાણે બાળક ખાંધ ઊપર ચડાવીને દીનવાણી ઊચ્ચરતી મુ-ક્તમાલા તેના આગળ ઉભીછે એવું તે દેખતો હતો જે દુષ્ટે તેની આવી દશા કરીને તેને લઈ ગયો તે કોણ હશે તે વિષે તેની કલ્પના ચાલી નહિ. તેની અને તેના બાળકની કેવી અવસ્થા થઇ હશે એ ચિંતામાં તે નિમગ્ન થઈ ગયો. તેને કાંઈક દુઃખમાં સુખ એટલુંજ ઉપજ્યું કે તે જીવતીછે. એટલો શોચ લાગ્યો. એટલાથી શાંતવર્માના મનમાં સમાધાન થશે એવું જાણીને તેણે બિજે દિવસે ઇરાવતીમાં પત્ર મોકલ્યું. પણ તે પોહોંચશે નહિ એવી કલ્પના તેના મનમાં આવી નહિ સર્વાંગ દુખતાં હતાં તેથી તે રોગી જેવો થઈ

પડી રેહેતો હતો તેથી આગળ શોધ ચલાવવાનું કામ બંધ પડી ગયું—

અહિં મુક્તમાલા મુગાબાઇને ઘરથી બાહાર પડતાંજ તેણે તત્કાલ તે વર્ત્તમાન ભાઇને જઇને કહ્યું તે લાગલોજ ગાડી તૈયાર કરીને નીકળ્યો. અને સોમદત્તની દુર્દશા કરીને મુક્તમાલાને હરી ગયો તે ઉપર કહ્યુંછે. નગરીની પાસેજ તેની એક ફૂલવાડી હતી તહિના બંગલામાં તેણે તેને ઘાલી મૂકી અને બારણે તાળું મારીને ચારે મગ ચોકી મૂકીને ચાલતો થયો. તેને ખાન પાન આપવાનો સારો બંદોબસ્ત કર્યો હતો. બીજે દિવસે સાકાળે જઇને તેણે તેને કહ્યું કે તારા મનમાં જે ગાંડપણ ભરાયુંછે તે છોડીદે. તે દિવસે તેં મને ઘણા તુંકારા હુંકારા કરચાછે. પણ તે સગલા તારા કલ્યાણ માટે મેં સહન કરચાછે. નહિ તો તારૂં મુખ બંધ કરીને ગમે તેવી શિક્ષા કરવાને હું અસમર્થ ન હતો. તેં આજ લગી ઘણું દુઃખ સહન કરયું તો હવે તને દુઃખ દેવું નહિ અને તને તથા તારા બાળકને ઇરાવતીમાં સુખ રૂપે હું પોહોંચાડું એવું મારા મનમાંછે. એવું સાંભળીને તે બોલી કે જેજે મારા ભાગ્યમાં ભોગવવાનું હશે તેતે ભોગવાવિના છૂટકો નથિ. એવું હું પક્કું જાણુંછું નહિ તો સર્વ પ્રકારનાં સુખ છોડીને મને બાહાર નીકલવાની બુદ્ધિ થાય નહિ. મારૂં પાલન કરનારા મ્હોટા મ્હોટા

ધુરંધર હતા તે તજી હું આવી દીનવાણી બોલતી થઈ તો હવે હું પક્કું જાણુંછું કે ભોગવવાનું ભોગવી રહ્યા વિના અથવા જગત નિયંતા પરમેશ્વરને દયા આવ્યા વિના આ દુઃખસાગરનો પાર આવશે નહિ. અહો પરમેશ્વર! તું મને સારી બુદ્ધિ આપ. અને મને આ દુઃખથી છોડાવ. એવી મારી પરમેશ્વર આગળ પ્રાર્થનાછે. મારા ખોળિયામાં જીવછે ત્યાં લગી હું વ્યભિચાર કર્મ કરીશ નહિ એવું સાંભળીને ભદ્રાક્ષને ક્રોધ ચડ્યો. અને બોલ્યો કે તું વેદાંત સંભળાવીને મારૂં મન બાળવાને ધારેછે. પરંતુ તેવું કદિ થવાનું નથિ એવી ડાહી વાતો મને પણ કેહેતાં આવડેછે. અને મેં ઘણું સાંભળ્યુ પણછે. તારૂં સારૂં થાય એટલામાટે હું સામોપચાર કરીને કહુંછું. હવે જો તારા કપાલમાં દુઃખ લખ્યુંછે તો મારો ઉપાય નથિ એવું કહીને તે ચાલતો થયો.

અહિં શાંતવર્મા સોમદત્તની અને શુક્લાક્ષની વાટ જોઇ જોઇને થાક્યો. સુમારે છ માસ વીત્યા પણ એકનું પણ પત્ર આવ્યું નહિ એવું જોઇને તેનું ચિંત છેક ઉદાશી થઈ ગયું. હવે આપણી પ્રિય કન્યાની આપણને ભેટ થવાની નહિ એવું તેને લાગ્યું. રાત્રિ દિવસ ચિંતામાં તે છેક ક્ષીણ થઈ ગયો હતો અને મુક્તમાળાના દાગીના ઇત્યાદિ જણશો જોઇને તેને ઉપર ઉપરી અતિશય દુઃખ થતું હતું છેવટ તણે એવો

નિશ્ચય કર્યો કે હવે આપણાથી ઘણા દિવસ કહડાશે નહિ. તો હવે તીર્થ યાત્રા કરવાને જવું તેમાં જો કોઈ મળી જશે તો સારૂ એવો વિચાર કરીને તેણે પોતાના જે વિશ્વાસુ કારભારી હતા તેમને સ્વાધીન સર્વ ઘર કર્યું અને પોતાની પત્ની અને બેહેન સુધાં સાથે પચાસ માણસ લઇને તીર્થયાત્રા કરવા ચાલ્યા.

અહિં મુક્તમાલા વાડીના બંગલામાં વિલાપ કરતી પડીછે હવે આ દુષ્ટ આપણી કેવી દશા કરશે એવી તેના મનમાં મ્હોટી ફાળ આવી પડી. સોમદત્તની અવસ્થા મનમાં આણીને તેની શી દશા થઈ હશે એવી એક જુદીજ ચિંતા તેના અંતઃકરણમાં ઊતરી. માબાપની અને પોતાના પ્રિય પતિની તેને વારંવાર સ્મૃતિ થતી હતી. એવા અનેક પ્રકારના વિચારથી તેનું મન ગભરાઇ ગયું એટલામાં બાહાર કોઈ એક એક સાથે વાત કરેછે એવું તેને લાગ્યું પછી બારણાની તરડમાં રહીને જુવેછે તો શુકલાક્ષ અને ભદ્રાક્ષ એ બે મૂર્ત્તિ તેણે દીઠી. તેવેળાએ આ કોઈ કાળપુરૂષ છે એવું તેને લાગ્યું શુકલાક્ષને જોતાં સર્વાંગે અગ્નિ થયો જુવેછે એટલામાં ભદ્રાક્ષે ગુંજામાંથી એક પત્ર કહાડ્યું અને શુકલાક્ષ પ્રતિ બોલ્યો આ પત્ર સોમદત્ત કરીને કોઇછે તેણે તેના બાપને લખ્યુંછે મને લાગેછે કે જેને મેં માર્ગ વચ્ચે ધક્કો મારીને પાડ્યો

તેજ આ છે તે સાંભળીને શુકલાક્ષ બોલ્યો તેજ એ. જોએ પુરૂષનો શોધ જડે તો તેના ઊપર અપરાધ મૂકીને એક બે વર્ષની ટીપ મારવી. એવું સાંભળીને ભદ્રાક્ષ બોલ્યો, તે ખરૂ પણ (બંગલા ભણી આંખ્યનો અણુસારો કરીને) આને હવે કેમ કરવું? પછી શુકલાક્ષ બોલ્યો કે એના ઉપર આપણા રાજાનું મન લાગ્યુંછે. તો જેમ તેમ કરીને તે તે કામ અંગીકાર કરે એવું કરવું જોઇયે. ભદ્રાક્ષ બોલ્યો કે એ વાત પણ ઘણી કઠિણછે પછી તે બોલ્યો કે કઠિણ ખરી પરંતુ વારે વારે તેને દુઃખ દઇને અંગિકાર કરાવવું જોઇયે. આપણો ધર્મ રાજાની ઇચ્છા પ્રમાણે ચાલવાનો છે. તે ધર્મ પ્રમાણે ચાલ્યા એટલે આપણે ઇશ્વરનો પણ ભય નથિ એવું કહીને તે બેહુજણા ચાલતા થયા.

હવે આ બેહુના મનના અને બાહારના વિચાર છેક ભિન્ન હતા તે એ કે શુકલાક્ષના મનમાં તે બેહુનો પ્રાણ લેવાનો વિચાર હતો પણ ઉઘાડીરીતે તેનાથી ભદ્રાક્ષને તે વાત કેહેવાતી નહિ પણ બાહારથી તે તેને મળી ગયો હતો. ભદ્રાક્ષનો સંકલ્પ મુકતમાલા સાથે સંભોગ કરવાનો હતો. પણ શુકલાક્ષના આગળ તે સંકલ્પ ઉઘાડો કર્યો નહિ કારણ જયાં રાજાયે પોતાની ઇચ્છા ધરી ત્યાં તેની ઇચ્છા પૂરી કેમ પડે, એવું હતું પણ પરસ્પર સંશય આણતાં આપ આપણી મન

કામના પૂર્ણ કરવા બેહુ સરખો પ્રયત્ન કરતા હતા, શુક-બાસે ભદ્રાક્ષને કહયું કે તું એકલો જઇને રાજાના મનનો વિચાર કેહે પછી તે શું કેહેછે તે મને કેહે પછી આપણે તે ઉપર વિચાર કરિયે. પછી તે દુષ્ટ એકલો વાડીમાં આવ્યો તે વેળાએ તે પોતાના વિચારમાં નિમગ્ન થઇને પડી હતી બહારનું તાળું ખખડતાંજ તે એકાએક ઉઠીને બેઠી થઈ. પછી તે કાળપુરૂષ તેના આગલ જઇને ઉભો રહયો. તેને જોઇને તેને અંગે કંપ છુટયો. તેને લાગ્યું કે આ કાળપુરૂષ હવે કોણ જાણે શું કરશે. એવી બીક લાગતાં છતાં તે બોલ્યો કે તું હવે કાંઈ બીશ નહિ, હું તને આનંદની વાત કેહેવાને આવ્યોછું. રાજાએ તને તેડવા માણસ મોકલ્યુંછે. તું હવે તેની પટરાણી થશે. પછી તારે શી કમી રહી! સર્વ પ્રજા તારી આગ્નામાં વર્ત્તશે, મારાથી કાંઈ તારો અપરાધ થયો હોય તો તે મનમાં આણીને વેર લઇશ નહિ. હવે હું તારી પાસે એટલુંજ માગુંછું કે હવે તારી ઇચ્છા તહિ કયારે જવાની છે તે કેહે પછી તે વિષે તૈયારી કરાય-

એ શબ્દો મુકતમાલાને બાણ જેવા થઇને વાગ્યા. તેની સામું જોયા વિના તેણે નીચી ડોક કરીને સૌ સાંભળી લીધું, પછી ધીરજ આણીને બોલી સહુ હા મારા ધ્યાનમાં છે. હું ઘણી ભોળીછું તેથી હું આ ચીગડમાં આવી પડીછું. વારંવાર મારાથી બોલી

શકાતું નથિ, હવે તારે ક્યારે તૈયારી કરવીછે એવું તું પૂછવાને આવ્યોછે, તો હવે હું તેનો શો ઊત્તર દઉ તારા મનમાં મારો પ્રાણ લેવાનીજ ઇચ્છા હોય તો હું શું જાણું. હવે તારા પાશમાં પડીને હવે હું એટલુંજ માગુંછું કે મારો પ્રાણ લે અને મારા બાળકનું જે કરવું હોય તે કર. એવું બોલતાંજ તેના પેટમાં ધાશકો પડ્યો, અને આંખ્યોમાંથી આંસુની ધાર ચાલી, પછી તેણે પોતાના છોકરાને પોતાની છાતી આગળ રાખીને મ્હોટે સ્વરે વિલાપ કરવાનો આરંભ કર્યો. તે જોઇને ભદ્રાક્ષ પાછે પગલે બાહાર નીકળ્યો. અને બારણે તાળું અડકાવીને ચાલતો થયો.

ભદ્રાક્ષ બાહાર નીકળ્યો એટલે શુકલાક્ષ વાડીમાં ફરતો હતો તે પાસે આવ્યો અને જે બનેલી વાત હતી તે પૂછવા લાગ્યો. પછી તેણે બનેલી વાત કહી તે સાંભળીને શુકલાક્ષ બોલ્યો કે એમ એ માને એવી નથિ. એના છોકરાથી એને જૂદી પાડશો એટલે તે માનશે. છોકરાને જૂદો પાડ્યા પછી કેહેવું કે જો તું માને તો છોકરો આણી આપિયે એમ કરવું મને યોગ્ય લાગેછે હવે શુકલાક્ષે કહ્યું તે પ્રમાણે કરવું એ કાંઈ ભદ્રાક્ષના મનમાં ગમતું નહિ હતું. પણ શુકલાક્ષ રાજાનો માની તો પ્રધાન હતો તેથી તેનું વચન પાછું ઠેલવું એ કાંઇ ઠીક

નહિ એવું વિચારીને ભદ્રાક્ષે કહ્યું કે આજ રાત્રિયે એ કામ કરીશું એવું ઠરાવીને બેઉ જણ ઉતારે ગયા.

સુમારે રાત્રિના બાર વાગતાં તે બેઉજણ તહિં આવ્યા અને ગડબડ ન થવા દેતાં તાળું ઉઘાડીને હળવે હળવે બારણું ઊઘાડ્યાં. પછી પગલાં ન વાગે એ પ્રકારે અંદર જઇને જુવેછે તો એક મગ ઝાંખો દીવો બળેછે. મુકતમાલા બિચારી ચિંતા કરતી કરતી બોર નિદ્રાવશ થઈ ગઈ હતી; તેનો કામદેવના જેવો બાળક તેની પાસે સૂઈ રહયો હતો. તે જોઇને શુકલાક્ષ તેના પાસે ગયો અને તે નિર્દયે તે બાળક ઊચકીને પોતાના પેટ સાથે દાબ્યો પછી તે જાગતો થઇને કદાપિ રડશે એવું ધારીને બારણું અડકાવજે એવું ભદ્રાક્ષને કહીને માર્ગે પડ્યો. તેણે પોતાના ચાકરને બાગમાં ઉભો રાખ્યો હતો તેની પાસે આવીને કહ્યું કે આ છોકરાને લઇજા અને થાપડી થાપડીને ઉંઘાડય. એવું કેહેતાંજ તે જાગીને રડવા લાગ્યો; પરંતુ આ કાળપુરૂષને ક્યાંથી દયા આવે? તેણે ચાકરને ઊતાવળથી જવાની આજ્ઞા કરી, તે જાયછે એટલામાં ભદ્રાક્ષ તહિં આવ્યો પછી બેઊજણે હાથ ઝાલીને કામ બરાબર થયું એવો સંતોષ માન્યો. શુકલાક્ષના મનમાં આપણું અર્ધ ઉપરાંત કામ થયું એવું જાણીને આનંદ ઉપજયો. હવે તે માનશે ખરી એવું કહીને ભદ્રાક્ષને કેહેવા લાગ્યો કે હવે આપણે

ઠરાવ પ્રમાણે કરવું પછી તે શું કેહેછે તે પ્રમાણે આગળ તેની વ્યવસ્થા કરવામાં આવશે. પછી નમસ્કાર કરીને, બેઉજણ પોત પોતાને ઠેકાણે ચાલતા થયા.

અહિ સોમદત્તને રાત દિન ચેન પડતું નથિ તેને મુક્તમાલાનું સ્વપ્ન આવ્યું અને જાણે ખાંધ ઊપર છોકરૂં મુકીને દીન જેવી તેમાર્ગથી આવતી હોય એવું તેની નજર આગળ જણાવા લાગ્યું; એથી તે પોતાની વેદના છેક વીસરી ગયો. આગળ શો ઉપાય કરવો તે તેને સૂઝ્યું નહિ, એવા દુઃખમાં બે ચાર દિવસ ગયા પછી એક દિવસે તે હળવે હળવે ખોડંગતો ખોડંગતો મામલે-તદારની કચેરીમાં ગયો અને તે દિવસે થયેલું વર્ત્તમાન મામલતદારને કેહેવા લાગ્યો. કૃપા કરીને તમે અનર્થ કારક વાતનો તાગ આણશો તો મજ દીનજન ઉપર મ્હોટો ઊપકાર થશે. એવું સાંભળીને મામલતદાર આંખ્યો કાહાડીને બોલ્યો મારા ધ્યાનમાં તારી વાત આવી સિપા-ઇયોના કહયા ઉપરથી મેં ઘણી ચોકશી કરીછે. પણ તને છૂટો મૂક્યો તેથી મેં સિપાઇયોનો દંડ પણ કર્યોછે. તું અહિ આવીને લોકોની બઇરિયો બાહાર કાહાડી લઇ જવાની તજવીજ કરેછે એવું મારા જાણવામાં આવ્યુંછે તે વાત તો તું એક મગ રાખીને બીજી વાત બનાવીને મને છેતરવાનું કરેછે કે શું? વારૂ આ તારો પેહેલોજ આપરાધ છે માટે તને બે વર્ષની ટીપ મારૂં

છું. એવું કહીને તેણે સિપાઇયોને બંદિખાનામાં લઇ જવાની આજ્ઞા કરી. તે સાંભળીને તેણે પોતાને કપાળે હાથ મૂક્યો. અને મામલતદારને કેહેવા લાગ્યો કે આ કેવળ અન્યાયછે મેં કાંઇજ અપરાધ કર્યો નથિ. મામલતદારે તેના બોલવા ઉપર ધ્યાન ન આપતાં સિપાઇયોને લઈ જવા માટે હાથ વડે સાન કરી. પછી તે બિચારાને ધક્કા મારતાં મારતાં લઇને બંદિખાનામાં ઘાલ્યો. પછી તેની શી અવસ્થા કેહેવાની રહી. મુક્તમાલાની જોવાની અને તેનો શોધ કરવાની વાતજ ભૂલી ગયો. એથી તેના દુઃખનો છેડો રહ્યો નહિ. હવે એનો શો ઉપાય કરવો એ વિવેચનામાં તે નિમગ્ન થઈ ગયો.

અહિ મુક્તમાલા આ સંકટમાં પડ્યાથી તેને ઘોર નિદ્રા આવી, પણ તે ઘણીવાર લગી રહી નહિ. એ દુષ્ટો નીકળગા પછી તે સુમારે ત્રણ વાગતાં જાગી અને છોકરાને પેટ આગળ રાખવાને તેણે આગળ હાથ નાખ્યો. તો છોકરો હાથમાં આવ્યો નહિ. ત્યારે તેના હૃદયામાં મ્હોટી ફાળ પડી. અને ઊઠીને અહિં તહિં ફાંફાં માર્યાં પણ છોકરો હાથ લાગ્યો નહિ, તે વારે તે દુષ્ટોએ આ કામ કર્યું એવું તેને લાગ્યું પછી ઉંચેસ્વરે બુમો પાડતી તે વિલાપ કરવા લાગી. અરે કમળાક્ષ! તું મને છોડીને કહિ ગયો? તારાવિના મારો જીવ કેમ સ્થિર રેહેશે હવે તને કહિં જોઉં, એવું કહીને તેણે ભૂમીઉપર હાથ પછાડ્યા

અને આળોટવા લાગી. તે દુઃખના આવેશમાં તેને કેટલીક વાર લગી મૂર્છા આવી પછી સાવધાન થઇને બોલી હે ઇશ્વર!– મેં એવું કેવું પાતક કર્યુંછે. કે તેથી તું મારાથી વિમુખ થયોછે. મને છાનો માર પડેછે તે તું જોતો નથિ શું? તે દુષ્ટોને મારા બાળકને હાથ લગાડવાની કેમ તેં મતિ આપી? મારાથી કાંઇ અપરાધ થયો હશે, પણ તે ચાર મહિનાને બાળકે શો અપરાધ કર્યો હશે, હવે એ દેવ! તું વારે ધાં અને મારૂ બાળક મને મળે એવું કર. તેવિના મારો જીવ સ્થિર પડશે નહિ, હવે હું શું કરૂં અને કહિ જાઉં, એ પ્રકારે તે વિલાપ કરવા લાગી.

બિજે દિવસે ભદ્રાક્ષ સંકેત પ્રમાણે તહિં ગયો. તો તે વિલાપ કરેછે એવું તેણે દીઠું. રડી રડીને તેની આંખ્યો સુજી ગઇ હતી, અને સાંજ પડી હતી તો પણ તેણે દાતણ પણ કર્યું ન હતું તો ખાવાની વાત તો ક્યાંથીજ? એવી દુઃખ કારક અવસ્થામાં તે શોક કરતી હતી પણ તે દુષ્ટના મનમાં દયા ન આવી પછી દાઝ્યા ઉપર ડામ દેવા જેવા તેણે શબ્દ કહ્યા. તે એવા કે, એવાત વેશ-તો મેં ઘણા જોયાછે તારા જો તારે છોકરાને ભેટવાની ઇચ્છા હોય તો અમે કહિયે છિયે તે માનીશ તો છોકરો હવણા આણી આપુંછું. નહિ માનું તો છોકરો મળશે નહિ કદાપિ તું જાણતી હશે કે એટલેથીજ પતશે

પણ એમ ન જાણવું તારે પોતાનેજ બીજી અઘોર વેદના ભોગવવી પડશે. એ પ્રકારના તેના વાધબાણે કરીને તેનું અંતઃકરણ ભેદાઈ ગયું. તેનો જીવ છેક ત્રાસ પાંમી ગયો હતો. અને એની દુષ્ટ ચાલથી તેને સર્વાંગે આગળઠી પછી, તે સંતાપ પામીને તેને કેહેવા લાગીકે આથી હવે બીજુ કિયું દુઃખ બાકી રહ્યુંછે? આ દુઃખ સહન કરવાથી જીવ જાય તો સારૂં એવું મને થઈ રહ્યુંછે તો પણ મને મુખ ન દેખાડતાં તમારે જે કરવું હોય તે કરો. પછી તે બોલ્યો વારૂં હવે થોડા દિવસમાં તે પણ ચમત્કાર દેખાડવામાં આવશે. એવું કહીને તે પાછો વળ્યો. પછી મુક્તમાલાને પોતાનો બાળ જીવ તો છે. એવુંસાંભળીને દુઃખમાં થોડું સુખ થયું અને તેજ વિચારમાં નિમગ્ન થઈ ગઈ.

શુકલાક્ષ અને ભદ્રાક્ષે તે માનશે એમ સમજીને સુમારે આઠ દિવસ વાટ જોઈ પણ તે માનતી નથિ એવો જયારે નિશ્ચય થયો ત્યારે શુકલાક્ષ બોલ્યો હવે એમ કરવું ઠીક નથિ; આપણું ચાલે તેટલું યત્ન કર્યું પરંતુ સુખ ભોગવવાનું તેના પ્રારબ્ધમાં નથિ તો તેને તેવી બુદ્ધિ ક્યાંથી સુજશે પણ જે વસ્તુ ઊપર આપણા રાજાએ ઇચ્છા કરી તે વસ્તુનો ઉપભોગ બીજો કરે તે ઠીક નહિ. જો તે નમાને તો તેનું મોત થાય તે સારૂં એવો પૂર્વથી તેણે વહિવટ ઠરાવ્યોછે તો આપણે પણ તેવોજ

વહિવટ ચલાવવો જોઇયે. એવું સાંભળીને ભદ્રાક્ષ બોલ્યો જેવી આજ્ઞા થશે તેવું કરવાને હું તૈયાર છું. પછી તેણે કહ્યું કે તેને દિવસે ખાવાના પદાર્થમાં તોલો બે તોલા અફીણ ઘાલ અને રાતે કોઇને કહ્યાવિના આ બાગમાંજ પેટીમાં ઘાલી ભૂમિમાં પૂરી દો એટલે થયું. પછી ભદ્રાક્ષે કહ્યું કે ઘણું સારૂ, સવારમાં એ પ્રમાણે કરીશ, પછી તહિંથી નીકળી ચાલ્યા.

બીજે દિવસે રાતે સુમારે બાર વાગતાં સહુ લોક ઘોર નિદ્રામાં હતા તે વેળાયે તેઓ કાળજેવા વાડીમાં પેઠા. આપણે આ મ્હોટું ઘોર કર્મ કરવાને પ્રવૃત્ત થયા એવું તેમના મનમાં પણ ન હતું તેઓ બોલતા બોલતા તે ઓરડીની બાહારની બાજુએ ઊભા રહ્યા. તેમણે બે ચાકર સાથે આણ્યા હતા, તેમાંના એક ચાકરને તાળુ ઉઘાડીને જોવાની આજ્ઞા કરી પછી તેણે તપાસી જોઇને કહ્યું કે માહારાજ હાલતી ચાલતી નથિ અને મડદા જેવી થઇને પડદ્દા રહીછે. પછી તે બેઉ જણ માંહિ પેઠા તે વેળાએ દિવાનુંતેજ ઘણું ઝાંખુ થઇ ગયું હતું. મુક્તમાલાના શરીર ઉપરનાં કપડાં ખશી ગયાં હતાં તે ભદ્રાક્ષે પાંશરાં કર્યાં અને ચાકરને બાહારની પેટી માંહિ આણવાને કહ્યું. પેટી આણ્યા પછી ચાર જણે મ-ળીને મુક્તમાલાને ઉચકીને પેટીમાં ઘાલી પછી પેટી બંધ કરીને વાડીમાં ઉચકી આણી તહિ પેહેલેથીજ ખાડો

ખોદી મૂક્યો હતો તેમાં તે પેટી મૂકીને તે નિર્દયોએ તે ઉપર માટી નાંખી. એ સર્વ નિર્દયકૃત્ય જોઇને તે ચાકરોના મનમાં ઘણું માઠું લાગ્યું અને તેના ઉપર દયા પણ ઊપજી પરંતુ તે બિચારા શું કરે? આજ્ઞા પ્રમાણે ચાલવું તેમના મનમાં તો ઘણું ખોટું લાગ્યું પણ બાહારથી તેમણે શૂર વીરપણું જણાવ્યું. તે નિર્દય માણસોએ એ પ્રકારે મુકતમાલાની અવસ્થા કરી પછી આપણે કૃતાર્થ થયા અને જે જે સંકટ આવ્યાં હતાં તે તે મટી ગયાં એવું શુકલાક્ષે વિચાર્યું પછી થોડીવાર વિશ્રામ કરીને શુકલાક્ષ ભદ્રાક્ષ પ્રતિ બોલવા લાગ્યો કે આ કામમાં તેં ઘણી સહાયતા કરી માટે રાજા પાસે તારી સ્તુતિ કરીને ઉત્તમ અધિકાર અપાવીશ. એવું સાંભળતાંજ ભદ્રાક્ષને મ્હોટો આનંદ ઉપજયો અને તે બોલ્યો કે આપ સુજ્ઞજછો આપના ધ્યાનમાં સહુછે. રાજાનુ હિત કરવામાં હું કેવો ઉદ્યોગ કરૂંછું તે આપ જાણોછો માટે તેનો વિસ્તાર હું કરતો નથિ. પછી શુકલાક્ષ બોલ્યો કે સહુ મારી જાણમાંછે હવે આ વાતનો અનુભવ થોડાજ દિવસમાં થશે. એવું કહીને પછી બોલ્યો કે મને અહિં આવ્યાંને ઘણા દિવસ થયા, મહારાજ મારી વાટ જોતા હશે માટે સવારમાં જવાનો વિચાર કરૂંછું પછી ભદ્રાક્ષ બોલ્યો કે સવારમાં મજ ગરીબને ઘેર જમીને પરમ દહાડે જવાનો વિચાર રાખશો તો

મજ ગરીબ ઉપર મ્હોટો ઉપકાર થશે. ઘણું સારૂં એવું કહીને તેઓ પોતપોતાને ઠેકાણે ગયા.

બીજે દિવસે ભદ્રાક્ષે મિજમાનીનો મ્હોટો ઠાઠ કર્યો તેથી શુકલાક્ષનું મન પ્રસન્ન થયું. ભોજન કરયા પછી તેણે પોતાની બેહેનને શુકલાક્ષ પાસે બોલાવીને કહયું કે આ કામમાં આણે ઘણી સાહાયતા કરીછે પછી શુકલાક્ષે તેને પાંચસે રૂપિયા આપ્યા પછી કેટલીએક વાર લગી વાતો કરતાં તહિજ સાયંકાળ થયો રાત્રિયે સહુ સામાન તૈયાર કર્યો અને સવારમાં શુકલાક્ષ નીકળયો. તે વેળાએ છોકરાનું શું કરવું એવું ભદ્રાક્ષે પૂછયુ તે સાંભળીને હું તેની કાંઇક તજવીજ કરીશ એવું કહીને તે બાળક લઈ જવા નીકળયો તે વેળાયે ભદ્રાક્ષે કહયું કે ઊપરા ઉપરી પત્ર મોકલીને પ્રેમ વધારતાં જજો ઇત્યાદિ બેહુજણનાં મ્હોટા પ્રેમથી સંભાષણ થયાં પછી આનંદથી પરસ્પર ભેટીને અને નમસ્કાર કરીને શુકલાક્ષ પોતાને માર્ગે ચાલતો થયો, તેને વળાવીને ભદ્રાક્ષ પોતાને ઘેર આવ્યો.

શુકલાક્ષે તે અનાથ બાળકને ગામ બાહાર એક વાડીમાં રાખ્યું હતું તેના મનમાં એવો વિચાર હતો કે એકાંતમાં તે રડશે તો ચિંતા નહિ આસપાસના લોકોના મનમાં એ શું છે એવો વેહેમ આવે નહિ. ભદ્રાક્ષને ઘેરથી શુકલાક્ષ વાડીમાં ગયો ત્યારે તે બાળક

રડતો હતો. તે સાંભળીને ચાકરને કહ્યું કે અરે ગોલા આજ છોકરાને અફીણ ખવરાવ્યું નથિ કે? તેણે ઉત્તર દીધો કે ના મહારાજ ખવરાવ્યું તો હતું પરંતુ થોડુંક ઓછું પડ્યું એવું લાગેછે. પછી તે બોલ્યો કે ત્યારે થોડું અધિક કેમ ન ખવરાવ્યું આ બરકા સહન થતા નથિ વળી બીજું ખવરાવ્ય, પછી તે ચાકરે તેમ કર્યું, પછી તેને અહિં તહિં ફેરવી થાપડીને ઉંઘાડ્યો. ચાકરને છોકરા ઉપર દયા આવતી હતી, માટે તે છોકરાની ચાકરી કરતો હતો. સંપત્તિ મેળવવાના લોભથી શુકલાક્ષને તે બાળક ઉપર લગાર દયા આવતી નહિ દિવસમાં બે ચાર વાર દૂધ પાતો હતો પરંતુ એવી દશામાં ઇશ્વરનિર્મિત અન્નવિના તેને સુખ ક્યાંથી થાય? અફીણનો ઉતાર થાય એટલે તે બિચારૂં રડવા લાગે પછી તેને ફરી અફીણ ખવરાવે એ પ્રમાણે માથી વખૂટું પડ્યા પછી ક્રમ ચાલ્યો હતો.

સવારમાં નીકળવાની સર્વે તૈયારી કરીને શુકલાક્ષ ઉંઘી ગયો. સુમારે બાર વાગતાં એક ઉંઘ લઇને ઉઠ્યો. અને ચાકરને હાક મારી. તે ઉઠીને આગળ આવ્યો એટલે ઘોડા ઉપર સામન માંડવાની આજ્ઞા કરી. અને પોતે તે બાળક પાસે આવ્યો. તે વેળાએ તે બાળક અફીણના ઘેનમાં ઉંધું ડોકું કરીને પડી રહ્યું હતું. તેને એક કપડું વીંટાળ્યું એટલામાં ઘોડું તૈયાર કરીને ચાકર નહિ આવ્યો તેને છોકરો આપીને કહું કે મારી

સાથે આને લેઇ ચાલ. અને પોતે પોશાક પેહેરીને ઘોડા ઉપર બેઠો પછી એ આગળ ને ચાકર પાછળ એ રીતે સુમારે એક કોસ લગી ગયા. તહિ શિપ્રા નદીના ભાઠામાં થઇ રેતીવાળું મ્હોટું પાટ હતું તેમાં ઘોડો જઈ શકે એવો માર્ગ હતો નહિ, માટે શુકલાક્ષ અચકાઈ રહયો અને ચાકરને કેહેવા લાગ્યો કે હું અહિ ઉભો રહુંછું તું એક મ્હોટો પથર લઇને નદીના ધરાને કાંઠે જા અને તે પથરા સુધાં છોક-રાને લુગડે બાંધીને ધરામાં ફેકીદે પછી તું પાછો આવ. ઠીક એવું કહીને તેણે છોકરાની પોતાની બાંધે નાખ્યો અને પથરો ડોકીઉપર લઇને તે ધરાને કાંઠે જઈ પોહોંચ્યો. છોકરાને કાંઠે મૂકીને પથર ધરામાં ફેકી દેઇને તે પાછો આવ્યો. પાણીમાં પથરો પડ્યાનો મ્હોટો શબ્દ થયો તે સાંભલી શુકલાક્ષને આનંદ થયો અને તેને લાગ્યું કે આપણું કામ સાધવાને કાંઈ કરવાનું બાકી રહયું નથિ.

શાંતવર્માને બે માસમાં પાછો આવુંછું એવું કહ્યુંકે પણ તે વાતને આજ પાંચ માસ વીતી ગયા. તો તહિના હવે શાતવર્માને હશે તે જણાયું નથિ. સોમદત્ત હાથમાં ન આવત અને નીકળી જાત તો તે ડોસાને જઇને કહત કે મુક્તમાળા અને તેનો છોકરા બેઉ જણ જીવતાંછે. ત્યારે એસો ખોલ કરત પણ

સોમદત્ત બંદિખાનામાં પડ્યો એ એક સારૂ કામ થયું આ કામમાં આપણા ઉપર ઇશ્વરની કૃપાછે. એવું સમજવું જોઇયે, એવો તે વિચાર કરેછે, એટલામાં ચાકર પાસે આવી પોહોંચ્યો; પછી તે બેઉ પોતાને ઉતારે આવી સ્વસ્થ ઉંઘી ગયા અને સવારમાં ઉઠીને માર્ગે ચાલ્યા.

---

# भाग ८मो.

## श्लोक.

तो दुःखतो नर सहे पण सत्य झाले ॥
जे सत्य नीति सुगुणी दृढ नित्य पाळे ॥
विश्वास एक विभुनो दृढ भक्त राखे ॥
ते दुःखनो प्रबल पाशज दूर नाखे ॥१॥

વર્ષાકાળ સમાપ્ત થઇને હસ્તનક્ષત્રનો આરંભ થતાં મ્હોટા મ્હોટા ઢગ આકાશમાં અહિથી તહિ અને તહિથી અહિ ફરવા લાગ્યા. મ્હોટા જોરમાં વાયુ છૂટીને કહિ કહિ વાદળાં પણ થવા લાગ્યાં વીજળીના મ્હોટા ભયંકાર કડકડાટ પણ થવા લાગ્યા. કહિ કહિ મ્હોટા જોરમાં વર્ષાદ પણ પડવા લાગ્યો ચારેમગથી નદી નાળાં પણ ભરાઇ

આવ્યાં. કેટલાએક વટેસરી લોક વર્ષાદના સપાટાથી ભીંજાઇને નદીનાળાં ઇત્યાદિકોનો ઉતાર નહિ તેથી ટાડે કુડવાઇને ઉભા રહેલાછે. કેટલાએકને વીજળીના અને વાદળાંના ઝપાટામાં આપણે ચાલી જઇશું કેશું એવું થઈ રહ્યુંછે. જેણી મગથી વાદળાં જાયછે તેણી મગ અતિશય ધૂળ ઉછળેછે. વ્રક્ષ પોતપોતાનાં માથાં મ્હોટા જોરથી હલાવેછે અને મેઘની ભયંકર ગર્જના ચારે મગ વ્યાપી રહીછે.

એવા ભયંકર પ્રસંગમાં ઉજયિનીથી સુમારે બે ગાઉ ઉપર સોમદત્ત ગયો. શુક્લાક્ષની વગથી ભદ્રાક્ષની મ્હોટી જગા ઊપર નેમણુક થતાંજ સોમદત્તે બંદિખાના ઉપરના અધિકારીને એક હજાર રૂપિયા લાંચ આપીને પોતાનો છૂટકો કર્યો. અને પ્રભાતે ઉઠીને બે ગાઊ ગયો નહિ એટલામાં વાદળાંના સપાટામાં આવી પડ્યો. વાયુ એટલા જોરથી વાવા લાગ્યો કે તેને ઘોડા સહિત ઊડાડીને ફેંકી દેશે એવું લાગ્યું. ધૂળ એટલી ઊડી કે તેથી ડોળા ઉઘાડવાનો લાગ ફાવ્યો નહિ. વચ્ચે થોડો અવકાશ મળતાંજ તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એક ઝાડ હતું તેને ઓથે જઇને ઉભો રહ્યો. ચાકર પણ મ્હોટા જોરથી ઘોડો તહિ લઈ ગયો. એટલામાં પ્રથમથી અધિક વાયુ છૂટ્યો. તેણે કરીને તે વ્રક્ષ અમળાઈ પડીને તેની નીચે આપણો સૂરો થશે કે શું એવું તેને લાગ્યું. એવી

અવસ્થામાં તે છે, એટલામાં મ્હોટા સપાટાનો વર્ષાદ અને મ્હોટા મ્હોટા કરા પડવાનો આરંભ થયો. વાયુના જોરથી જેવો પથરાનો માર હોય એવો કરાનો માર ચાલ્યો એટલામાં અંતઃકરણમાં સૈંકડો પડવા જેવો વીજળીઓનો કડકડાટ થયો. એમાંથી હવે પ્રાણ બચવો કઠિણ છે એવું સોમદત્તને લાગ્યું. સુમારે આઠ મહિના બંદિખાનામાં રહેવાથી અને રાત દિન મુક્તમાળાની ચિંતાથી તે અધિક અશક્ત થઈ ગયો હતો. બંદિખાનામાંથી છુટીને બાહાર પડ્યો એટલામાં તે લાગલોજ તે અનર્થમાં આવી પડ્યો. તેને એવું લાગ્યું કે આપણા ઊપર ઇશ્વરે કોપ કર્યો છે તેથી યશ ક્યાંથી આવે? તો હવે પરમેશ્વરનેજ શરણ જવું એટલે તેને દયા આવે તો આવે. એવો નિશ્ચય કરીને તેણે અનન્ય થઈ ચિંતન કરવા માંડ્યું. ઉપર કહ્યાપ્રમાણે એક ઘડીભર કરાનો માર પડ્યો પછી વાદળાં હળવે હળવે વેરાઈ ગયાં અને સ્વચ્છ તડકો પડવા માંડ્યો. જહિ તહિ પાણીજ પાણી થઈ રહ્યું હતું, સોમદત્તનું સગળું શરીર કરાના મારથી સૂજી ગયું હતું. કપાળ ઊપર એક બે ઠેકાણે ઢેકળિઓ પણ થઈ સગળાં વસ્ત્ર ભીંજાઈ ગયાં હતાં. કોરૂં વસ્ત્ર એક પણ રહ્યું નહતું ઘોડા ઉપરનો પણ સર્વ સામાન પલળી ગયો હતો. આ આપણી વાત ગઈ એવું લાગતાં સહુ ભીંજાઈ અને કરાનો માર પડ્યો પણ ચાલ્યું

દુઃખ થયું નહિ. આકાશ સ્વચ્છ થઇને તાપ પડવાથી કાંઇક તેના જીવમાં ધીરજ આવી. પછી સર્વ સામાન નીચોવીને ઘોડા ઉપર નાંખ્યો, તહિં પાસેજ ઉતાર હતો તહિં નાવ જવાની વાર હતી તેમાટે તે ભીનેલાં લુગડાં શૂકવીશું એવા વિચારથી તે તહિંથી નીકળયો. ઘોડા ઉપ-રની ગાંઠડીમાં એક બે કોરાં વસ્ત્ર હતાં તે પેહેરીને તે માર્ગે ચાલ્યો. એવી ઉતાવળ કરવાનું કારણ એટલુંજ કે કદાપિ કોઈ ઓળખીને ચાડી કરશે તો ફરીને બંદિખાનામાં પડવું પડશે. એ પ્રકારની ઉતાવળ કરીને તે ઊતાર આગળ ગયો. તહિં ઊતારૂ લોકોની ગરદી થઇ રહી હતી. શિપ્રા નદી પણ બે કાંઠે ભરાઇને ચાલતી હતી તેથી ખલાશિયોને નાવ ચલાવવાનો લાગ ફાવ્યો નહિ. ઘણા લોકો વર્ષાદના સપાટાથી પલળીને ત્રાશી ગયા હતા, તહિં સર્વત્ર કાદવ થયાથી ઉભાં રેહેવાની કોરી જગા નહતી તેથી તેમને એવું લાગ્યું કે એકવાર પેલી મગ ઊતરીને ગામમાં જઇશું એટલે બેસવાને કોરી જગા મળશે, પછી લુગડાં સૂકાતા લગી ભોજન કરી લેવામાં આવશે એવા વિચારમાં તે લોકોછે એટલામાં ફરીથી વાદળાં ચડવાનો આરંભ થયો તે જોઇને સહુ ભય ભીત થયા. સોમદત્ત તો છેક ગભરાઈ ગયો. પછી કેટલાએક લોક ખલાશી પાસે ગયા. માણુસ દીઠ ચાર આના નુર હતું તેના આઠ આના આપવા કરીને

ઉતાવળથી નાવ આણવાને ખલાશીને આજ્ઞા કરી. પાણીના જોરથી ખારવાને નાવ ચલાવતાં બીક લાગતી હતી, પરંતુ ધનલોભથી તેણે પૂરમાં નાવ ઝોકવાનું અંગીકાર કર્યું. ઘણા ઉતારૂ લોક એકઠા થયા હતા. પાછળ રેહેનારને સારૂં ઠેકાણું મળશે નહિ અને ભરતી આવ્યા પછી ખારવા અંદર લેશે નહિ એવી મતિથી સર્વે સાથેજ નાવ ઉપર ચડવા લાગ્યા તેથી ઘણી ગરદી થઈ નાવનો માર્ગ ઢાળમોયો હતો તેમાં પણ વર્ષાદ પડીને કાદવ થયાથી લબસણું થયું હતું, પછી શું કેહેવું, કેટલાએક તો પાણીમાં લબશી પડ્યા. કેટલાએક ટેકરા ઊપરથી લબશીને કાદવમાં પડ્યા. કેટલાએકની પાઘડી પડી, કેટલાએકનાં પગરખાં ગયાં. કેટલાએકની ગાંઠડી પાણીમાં પડીને તણાઈ ગઈ. કેટલાએકને ઘણું વાગ્યું, અને કેટલાએક કચરાયા એ પ્રકારે નાવમાં છેક ભીડ થઈ ગઈ. આટલાં મનુષ્ય સાંમે કાંઠે જવાનાં નથિ એવું ખારવો કેહેતો હતો પરંતુ કોઇએ સાંભળ્યું નહિ. જે આવ્યા તે માંહ બેઠા. ધનલોભથી ખારવે પણ આંખ્યો આડાકાન કર્યા. સોમદત્તે ઘોડા સુધાં ખારવાને બે રૂપિયા આપવાને કહ્યું હતું માટે તેનેજ માત્ર ખારવો પાસે લઇ બેઠો. અને તેને આઝા આવવા દીધી નહિ, એટલાં માણસો ભરાયાં તો પણ વળી એથી વધારે આવવા માંડ્યાં ત્યારે ખારવે નાવને પાણીમાં ઠેલ્યું. પ્રથમથી વાદળાં

આવવાનો આરંભ થયો હતો. નાવ અંદર ગયું નહિ એટલામાં તો વાયુના ઝપાટા વાયા. માણસોના ભારથી એક વેહેંતજ નાવ ઊઘાડું રહ્યું હતું. ઘણો વાયુ વાવાથી મ્હોટા મ્હોટા મોજા ચડવા લાગ્યા. અહિ તહિ નાવ ડગમગ ડગમગ થવા લાગ્યું, સર્વે ઉતારૂ લોક ગભરાઈ ગયા. ખારવાનું પણ ચિત્ત ગભરાયું, નાવ અહિ તહિ હાલવાથી કોઈ કોઈવાર પાણી બરાબર નાવ થઈ જતું હતું હવે આપણો પ્રાણ વંચવવો કઠિણછે એવું જાણી કેટલાએક ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા, કેટલાએક પોતાનાં છૈયાં છોકરાંની ચિંતા કરીને હાય વરાળ કરાવા લાગ્યા. કેટલાએક રડવા લાગ્યા. કેટલાએક ઉંચેસ્વરે રડવા લાગ્યા. સોમદત્તનું અંતઃકરણ પૂર્વે મુકતમાલાના વિચારમાં ગુંથાયું. હતું તે આ અનર્થ જોઇને પોતાના જીવનું શું થશે એ વિચાર ભણી લાગ્યું, પ્રસંગ પણ ચમત્કારિક આવ્યો. હવે શું કરવું તે કોઇને સૂઝયુ નહિ, નાવ સુમારે અર્ધી નદીમાં આવ્યું એટલે આગળ જવું કે પાછળ એ બેહુ સરખું થયું. તેમાંના દસ વીસ લોકોએ પાછાં જવાને ભૂશકા માર્યા હોત તો ભાર ઓછો થાત અને બૂડવાની ધાસ્તી મટત, પરંતુ તેમ કરીને પોતાનો જીવ અર્પણ કરવાને કોણ તૈયાર થાય? પાણીનું જોર ઘણું એથી નાવ નીચે વેહેવા લાગ્યું. એવો ભયંકર સમય જોઇને સોમદત્તે એક હોંશીયારી કરી, તે એવી કે, હું વળો મારૂંછું એવું કરીને

પાસેના ખારવાના હાથમાંથી તેણે વળો લીધો અને તહિ બેઠો એટલામાં વર્ષાદ વરસવા લાગ્યો અને વાયુનું પણ જોર વધી ગયું તે જોઇને સર્વ લોકોમાં ખલભલાટ થયો તેથી નાવની એક બાજુએ થોડું વધારે જોર પડ્યું પછી શું પૂછવું એકદમ પાણી અંદર પેઠું, તે વેળાએ એક મ્હોટો કળકળાટ સહુલોકોએ કર્યો અને નાવમાં પાણી ભરાતાં નાવ તળિયે જઇ બેઠું ન્હાનાં છોકરાં અને બાયડિયો એક બે ડબકાં ખાઇને મરણ પામ્યાં. જેમને થોડું તરતાં આવડતું હતું તે થોડીવાર હાથ પગ હલાવીને છેલી વારે તે પણ મરણ પામ્યાં. સુમારે અઢીસે પ્રાણિયોમાં જેમને સારૂં તરતાં આવડતું હતું તેઓ ખારવા સહિત દશ બાર માણસ વંચ્યા, બાકીના સહુની જળરૂપી કુંડમાં આહુતિ થઇ. સોમદત્તે વળો હાથમાં લીધો હતો તેને પ્રાણ વંચાવવાને ઉપયોગમાં આણ્યો તેને સારૂં તરતાં આવડતું હતું, પણ શક્તિ નહિ તેથી તેનાથી તરીને કાંઠે જવાયું નહિ. પછી તે વળાને આધારે પ્રાણ વંચાવતો તણાયો. તેને લાગ્યું કે હવે આમાંથી પ્રાણ વંચાવો કઠિણછે, કહિપણ ખડક સાથે ઝપટાઇને અથવા ધુધવામાં આવીને પ્રાણ જશે એમાં સંશય નથિ.

એવા વિચારમાં તે તણાયો જતો હતો અને કોઇ તીરે નજરે પડે તો મને કોઇ કાહાડે એવી બુમો

પાડતો હતો તે સાંભળતાં તીરના માણસોને દુઃખ થઇને દયા આવતી હતી પણ તે બિચારા શું કરે? નદી બે કાંઠે પૂર થઇને ચાલતી હતી એમાં જે પડે તે વંચે નહિ જવાં લગી સોમદત્ત નજરે પડે ત્યાં લગી બિચારા કાંઠાના લોકો જોઈ રેહેલા હતા પછી તેઓ અતિશય દુઃખી થઇને પોતપોતાને ધંધે વળગતા હતા એ પ્રકારે તે તણાતાં તણાતાં સુમારે બે વાગ્યાનો અવશર થયો તેવારે તેણે પાછળ જોયું તો નદી વચ્ચે કાંઇક ઝાડ તેની નજરે પડ્યું તેની પાસે પોતે જઇ પોહોંચ્યો તે વેળાએ તેના ચિત્તમાં કાંઇક ધીરજ આવી એવા વિચારમાં તે છે એવામાં ઝાડ છેક પાસે આવ્યું તહિ નદીનું પાણી વિભક્ત થઇને બે પ્રવાહ થયા હતા તે એની નજરે પડયા પછી તેણે અનુમાન કર્યું કે આ વચ્ચે બેટ હશે પછી તે બેટ પાસે જઇ પોહોંચ્યો, તહિ વાયુ વડે એક વૃક્ષ ઉથલી પડીને તેનો કાંઇક ભાગ પાણીમાં પડ્યો હતો તહિ આ જઇ પોહોંચ્યો. પછી તે વૃક્ષનાં પાંખડાં ઝાલીને મ્હોટાં સંકટથી વંચ્યો પરિશ્રમથી ટાડ મટી ગઈ અને તડકે થાક ખાવા બેઠો તહિ બેહુ બાજુને કિનારે જોતાં તે ભયંકર દીઠા બે બાજુની ભેખડો એટલી ઉંચી હતી કે જેમ કોઈ ન્હાના ડુંગરની કરાડજ હોય એવી લાગતી હતી. ઉપર હેઠે ગાઢ ઝાડી હતી તે જોઇને એણે જાણ્યું કે આ કોઈ ભયંકર

અરણ્યછે. તહિ બેશીને લાંબી નજરે જુવેછે તો એક પણ માણુસ તેની દ્રષ્ટિયે પડ્યું નહિ તે જોઇને તેનું મન છેક ઊદાસી થઈ ગયું હું અહિ કહિ આવી પડ્યો એવું કહિને તે વિચાર એક મગ રાખી ઇશ્વરે મને આ સંકટથી વંચાવ્યો એવું સમજીને તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. પછી તે આ બેટછે કે શું તે જોવા ઉઠ્યો તે વારે પેહેરેલું વસ્ત્ર ભીનુંછે એવી તેને સ્મૃતિ થઈ તે વસ્ત્ર ઉપર એક પંચિયા વડે કેડ બાંધી હતી એ બેહુ વસ્ત્ર વિના તેની પાસે ત્રીજુ વસ્ત્ર ન હતું પછી તેણે તે પંચિયું સૂકાવીને પેહેર્યું અને પેહેરેલું વસ્ત્ર સૂકાવ્યું પછી તે પેહેરીને પંચિયું અંગ ઉપર રાખ્યું તે વેળાએ સાંજના ચાર વાગવાનો સમય થયો હતો. પેટમાં કાંઈ નહિ તેથી ભૂખની અત્યંત પીડા થઇ ભૂખ ભાગવાને તે અરણ્યમાં તે ફળ ખોળવાને ગયો. દિવસ હતો તો પણ ગાઢ ઝાડી જોઇને તેને બીક લાગી તેથી તેની અંદર જવાને તેનું ધૈર્ય ચાલ્યું નહિ. પછી નદીને તીરે ફરતાં ફરતાં સીતાફળ રામફળ ઇત્યાદિ ફળ જેટલાં જોઇયે તેટલાં મળ્યાં તે ખાઇ અને પાણી પીને તૃપ્ત થયા. હવે અહિ શું કરવું તે તેને સૂઝ્યું નહિ. સૂર્ય આથમતાં ટાડ લાગવા માંડી. પંચિયાવિના પાથરવાનું કે ઓઢવાનું બીજું વસ્ત્ર હતું તહિ ટાડ અને વાયુથી પોતાનું અંગરક્ષણ કરવાને પાસે કાંઈ હતું નહિ. આ

અરણ્યમાં વાઘ વરૂ આદિક ઘાતુક પશુઓ પણ હશે તે ફાડી ખાશે એવું તેને લાગ્યું એવાં અનેક દુઃખ એકઠાં થયાથી આંખ્યોમાં આંસુ આવવા લાગ્યાં. પછી ગાંડા જેવો થઇને અહિં તહિં ફરવા લાગ્યો. જે વેળાએ છેક સાયંકાળ થઇને રાત પડી તે વેળાએ જે થવાનું હોય તે થાઓ એમ કહિ મરણિયો થઇને એક ઝાડ તળે પગ હાથ સંકેલીને ગુંટ પુંટ થઇને પડ્યો. પ્રથમ તેને મહાદુઃખ પડ્યું તેથી નિદ્રા આવતી ન હતી પરંતુ અતિશ્રમ થયાથી સુમારે દશ વાગતાં તેને નિદ્રા આવી સવાર થતાંજ પક્ષિયોનો કિલકિલાટ સાંભળતાંજ તે જાગૃત થયો. ટાઢ પડતી હતી માટે તહિંજ બેશીને વિચાર કરવા લાગ્યો. મુક્તમાલા કહિ હશે અને તે શું કરતી હશે અને કિયા સંકટથી તે પોતાનું આયુષ કાહા-ડતી હશે એ વિચાર પ્રથમ તેના મનમાં આવ્યો. બંદિ-ખાનામાંથી છૂટ્યા પછી તેના મનમાં એવો વિચાર હતો કે હવે શાંતવર્મા પાસે જઇને તેનો પક્કો શોધ કરવાનો આરંભ કરવો એટલામાટે તે ઘોડા ઉપર બેશીને જતો હતો પણ દૈવયોગથી ઘોર સંકટમાં આવી પડ્યો. પછી તેણે એવું વિચાર્યું કે આપણો અહિથી છૂટકો થાય તો બીજો કાંઇક મુક્તમાલાના શોધનો ઉપાય થાય. નહિ તો સર્વ વ્યર્થ છે. હવે આપણો અહિથી છૂટકો કરવાનો ઊપાય કરવો એવો વિચાર કરીને તે તહિથી

ઊઠ્યો. પછી આ બેટમાં શું શું છે તે જોવાને ચાલ્યો; પણ તેનાથી કિનારો છોડીને અંદર જવાતું નહિ પગમાં પગરખાં નહિ તેથી કાંટા ઉપર ચાલતાં તેનો પગમાં કાંટા ભાગતા હતા. પછી હળવે હળવે સહુ જોતાં જોતાં દશ વાગતાં તે નદીના બે ફાંટા મળતા હતા તહિ આવી પોહોંચ્યો. પછી તેને નિશ્ચય થયો કે આ તો બેટ છે એટલી વાર તે ફરયો પણ પેલી મગના કિનારાનું તેણે એકેય માણસ દીઠું નહિ. આ બાજુના કિનારાની પેઠે પેલી બાજુને કિનારે પણ ગાઢ ઝાડી હતી. પછી તેને સ્નાન ધ્યાનાદિક કર્મ કરીને પૂર્વે દિવસની પેઠે ફલાહાર કરયો. તહિ નદીનું પાત્ર ઘણું મ્હોટું હતું અને તેમાં થઇને મહાભયંકર જલપ્રવાહ ચાલતો હતો તેથી તેને તરીને પાર જવાની પણ કલ્પના તેના મનમાં થઈ નહિ. સવારથી તે અડવણુ પગે ચાલીને થાક્યો, પગે આગ ઉઠી તેથી તે થાક ખાવાને ઝાડ નીચે પડ્યો.

પછી બે વાગતાને સુમારે ઊઠીને બેટના અરણ્ય વચે જવાનો તેણે વિચાર કરયો. પછી ઊઠીને આંકડ ધુંકડા વાળી વાટો એ જતાં મ્હોટા મ્હોટા ઉંચા વ્રક્ષ તેણે દીઠા. અનેક પ્રકારનાં ફળ પણ તેના જોવામાં આવ્યાં. તહિના મ્હોટા મ્હોટા વ્રક્ષોના ચમત્કાર જોઇને તેને આનંદ ઉપજયો, પરંતુ તહિથી આગળ જવાનો પગ ઉપડ્યો નહિ, ત્યારે મગ જુવે છે તો ગાઢ વન અને

નદીનો કાંઠો એ વિના બીજું કાંઈ દીઠું નહિ. પછી તહિંથી ધૈર્ય ધરીને આગળ ચાલ્યો એટલે થોડેકછેટે દેવળછે એવો તેને ભાસ થયો. પછી આગળ જઇને જુવેછે તો એક મગ દેવળછે અને તેની બે બાજુએ બે ઓલિયોછે એવું તેની દ્રષ્ટિએ પડ્યું. પછી છેક પાસે ગયો તો કોઈ ગુણ ગુણ કરેછે એવું તેને લાગ્યું, તેણે કરીને તેના મનમાં ઘણી બીક લાગી. છાનો રહીને અહિં તહિં જોવા લાગ્યો પછી તેને તહિં ધીરજ રહિ નહિ તે ગાભરો થઇને ચારેમગ જુવેછે તો ફરીથી તેવુંજ સંભળાયું, તે વારે તેની છાતી ધડકવા લાગી, અને શરીરમાંથી પરસેવો પણ છૂટ્યો પછી મ્હોટું ધૈર્ય ધારણ કરીને હળવે હળવે પાછાં પગલાં ભર્યાં. તહિં કોઈ ભયંકર જનાવર હશે એવું તેણે અનુમાન કર્યું કદાચિત પિશાચ હશે એવું પણ તેને લાગ્યું. દિવસ થોડો રહેલો તેથી કાંઠે જવાનો વિચાર હતો. પછી પાછળ જોતો જોતો કાંઠા ભણી આવ્યો. વાટે ચાલતાં તેના મનમાં તે શબ્દ વિષે અનેક વિચાર ઉપજયો પછી જે થનાર હો તે થાઓ પણ સવારે જઇને એ જોવું ખરૂં એવો નિર્ધાર કરીને સૂર્યાસ્ત સમયે તે નદી કાંઠે આવી પોહોંચ્યો અને કેટલાંએક ફળ ખાઇને રાત પડતાં તહિં ઉંઘી ગયો. તે દિવસે તેને કેટલીવાર લગી ઉંઘ આવી નહિ. અનેક પ્રકારના વિચાર મનમાં આવવા લાગ્યા. બાળપણથી

શાંતવર્માના ઘરમાં રહેતાં જે જે આનંદકારક વાત થઇ તે તે તેની નજરે આગળ આવીને ઉભી રહી. મુક્તમાલા સાથે વિદ્યાભ્યાસ કરીને પછી લગ્ન ઇત્યાદિ થઇને જે સુખ ઉપજ્યું તે વાત તેને સાંભરી. હવણાં ધનશંકર ક્યાં હશે અને મુક્તમાલા ક્યાં હશે અને હું કેવા દુઃખમાં આવી પડ્યો છું. શાંતવર્મા અને ભાગ્યશીલાની શી અવસ્થા થઈ હશે એવો વિચાર કરતાં પૂર્વે આનંદમાં હતા કે નહિ એવી ભ્રાંતિ થઇને તે તેને સ્વપ્ન જેવું થઇ ગયું એ વિચારમાં પડતાં હું કહીશ્છું એ તે છેક વીસરી ગયો એટલામાં પાસેજ કાંઈ સળવળ્યું તેથી તે છાનો માનો ઉઠી બેઠો થયો પછી કાંઈ નથિ એવું જોઇને ફરીથી ઉંઘી ગયો. વળી ફરી સળવળ્યું તેથી ઉઠી બેઠો થયો એમ કરતાં બાર વાગતાં ઉંઘ આવી

અહિં શુક્લાક્ષની અસારી માહાઘોર કૃત કરીને નીકળી તે ઉતાવળથી ચાલતાં દ્વારાવતીમાં આવી પોહોચી પછી શાંતવર્મા યાત્રા કરવા ગયો એવુ જાણીને તેને કાંઇક માઠું લાગ્યું કારણ કે વૃદ્ધાવસ્થામાં તેની તહિંજ કાંઈ સારી માઠી વાત નીપજી તો સર્વ ધન આપણા હાથમાં આવતાં અડચણ પડશે પછી તેના મનમાં આવ્યું કે આ સર્વ જાગીરનો અને સંપત્તિનો તેની પાછળ મારાવિના કોઈ વારસ નથિ તો એ કામ આપણા રાજા પાસે કરાવતાં કાંઈ અડચણ પડશે નહિ એ પ્રમાણે

મનમાં વિચાર કરીને પછી શાંતવર્માનો મુખ્ય કારભારી હતો તેના આગળ મુકતમાલાનો કહિ થાગ લાગતો નથિ તેણે છલ્રું કરીને પોતાનો દેહ તજ્યો હશે એવું કહયું એવું સાંભળતાં તે મહાનુભાવને મ્હોટો ખેદ થયો પછી બે ચાર દિવસ તહિ રહયો. તે કારભારીએ તેનો યોગ્ય પ્રકારે સત્કાર કર્યો. પછી તેણે ઘરમાં શુંછે તેની ચોકશી કરીને હિસાબના કાગળ પત્ર જોયા. અને આ સહુ ધનનો ભોકતા હુંછું એવું તેના મનમાં ઉતાર્યું પછી કહયું કે કાંઈ ન્યુનાધિક કામ કરવું હોય તો મને પૂછીને કરવું અને છ મહિના થાય એટલે ઉપજ ખર્ચનું પત્રક મારા ભણી મોકળજે એવું કહીને તે જયપુર જવા નીકળયો. ઘરના કારભારી અને આશ્રિત મંડળી તેને ગામ બાહર પોચાડીને પાછા આવ્યા. જેવારે શુકલાક્ષ જયપુર જઈ પોચ્યો તેવારે તેને જોઇને રાજા પ્રધાનાદિ પંચકને ઘણો આનંદ ઉપજયો. ઘણા દિવસ થયા તેથી તેની નિત્યસ્મૃતિ થતી હતી. પછી પોતાને ઘણા દિવસ થયેલા તેથી નવી વાત ગોઠવીને કહી અને રાજાને વાસ્તે ઘણી મેહેનત કરીને વિલક્ષણ દુઃખ ભોગવ્યું એવું તેના મનમાં આણી દીધું છેવટ બોલ્યો શું કરૂં મારા મનમાં હતું તેવું નીપજયું નહિ. એવું સાભળીને ભયાનક માહારાજ બોલ્યો કાંઈ ચિંતા નથિ તું સુખે અહિ આવ્યો એટલે મને સર્વ મળયું આપણે શું કમાછે કાંઈ નથિ

જે ધારીશું તે મેળવીશું પછી તહિનો કેવો ક્રમ ચા-
લ્યોછે એની ચોકશી કરીને તે પોતાને ઘેર ગયો.
અહીં ગુલાબસિંહ મુક્તમાલાને હું ઇરાવતીએ જાઉછુ
એવું કહીને નિકળચો તે બીજે દિવસે તાવ આવવાથી
રોગી થઈ પડ્યો મનનો વિચાર દુર રહ્યો અને આ-
કસ્માત દુઃખ આવી પડ્યું તેથી તેને ઘણું માઠું
લાગ્યું આ વાત સંભળાવાય નહિ અને તે માર્ગી વાટ
જોઇને દિવસ કહાડશે એવી તેનાં મનમાં ચિંતા ઉપજી
પરંતુ કાંઈ ઊપાય ન ચાલ્યો ત્યારે તે બિચારો શું કરે
આજાર કમી ન થતાં ઊલટો વધતો થયો મુક્તમાલા
હવે શું કરશે એવું તેના મનમાં વારંવાર આવવા માંડ્યું
એવી ચિંતામાં છતાં એક દિવસે સવારમાં તેની બહેન
સુંદર રૂપાળું બાળક લેઇ આવી તેણે તે બાળક આણીને
પોતાના ભાઇને આપ્યું તેને તે જોતાંજ ઓળખ્યું અને
ગભરાઇને વિચાર્યું કે આ અહિ ક્યાંથી આવ્યું એની
મા અહિ છે કે શું તે સાંભળીને તે બોલી અહિ કોઇ
આવ્યું નથિ. મે રોજ પ્રમાણે પ્રભાતમાં ઉઠીને નદી
ઉપર ગઈ તેવારે કાંઠા ઉપર છોકરૂં રડેછે એવું મેં
સાભળયું પ્રથમ તો મને થોડીક બીક લાગી પરંતુ દબાતી
દબાતી તેની પાસે ગઈ તો તહિ છેક કાંઠા ઉપર
રેતીમાં એક વસ્ત્ર અંગઉપરછે અને તે રડેછે એવું મેં
સાંભળયું અરેરે આપડું ન્હાનું બાળક અહિ કોણે

આણી નાખી દીધુંછે એવું કહીને મેં તેને ઉચકીને પેટ સાથે દબાવ્યું રડી રડીને થાકી ગયું હતું માટે મેં લીધું તે વેળાએ તે છાનું રહ્યું એવું સાંભળીને ગુલાબસિંહે કપાલે હાથ દીધો અને ઘણું ખોટું થયું આ મારી બાઇસાહેબનો દીકરો, તેને કોઈ દુષ્ટે દુઃખ દીધું હશે તેથી તેણે અહિં આવીને પોતાનો પ્રાણ ત્યાગ કરયો હશે એવું મને લાગેછે આટલી પાસે તે આવી ત્યારે તે આપણે ઘેર કેમ આવી નહિ એવું સાભળતાં ઘરનાં સર્વે માણસોને ઘણું દુઃખ થયુ છોકરાની કાંતિ અને રૂપ જોઇને સર્વેને અતિશય કરૂણા આવી પછી ગુલાબસિંહ બેહેનને કહેવા લાગ્યો કે તેને ઘણી ભૂખ લાગી હશે માટે આનંદી પાસે ધવરાવવાને આપ પછી તેણે પણ ઘણા આદરથી તથા આનંદથી પોતાની વહુ પાસે તેને ધવરાવવાને આપ્યો ત્યાર પછી ગુલાબસિંહે સહુને પાસે બોલાવીને કહ્યું કે આપણને છોકરૂં જડયું એ વાત કોઇને જણાવવી નહિ જણાવીશું તો તેના તથા મારા જીવ ઊપર સંકટ આવી પડશે; માટે તેને આગલે બારણે આણવો નહિ પાછલે બારણેજ બેલાવીને પારકું કોઈ આવે તો સંતાડી રાખવો આપણા ઘરમાં એક છોકરૂંછે માટે કોઇને ઘણો સંશય આવે એવું નથિ એવું સાંભળીને તેની બહેને તેમજ કરીશ એવું કહ્યું પછી તે છોકરાની ઘરનાં સહુ મનુષ્ય

સારી ચાકરી કરતાં હતાં સર્વ માણસો તેના ઉપર ઘણી કૃપા રાખતાં હતાં.

ઉપર કેહેલુંજ છે કે શુકલાક્ષ તે છોકરાને ચાકર પાસે આપીને મધ્યરાતે નદી પાસે ગયો અને રસ્તો અવઘડ હતો તેથી તહિંજ ઉભા રહીને તેણે ચાકરને કહ્યું કે એક પથરા સાથે લેઈ જઇને તે સુધાં તેને એક કપડામાં બાંધીને નદીમાં નાંખીદે તે પ્રમાણે તે પથરો લેઇને ગયો ખરો પરંતુ તેના પેટમાં દયા આવી તેથી તેણે તે અઘોર કૃત્ય કરયું નહિ અંધારૂં હતું તેથી શુકલાક્ષ દેખશે નહિ અને અપ્રીણુની કેકમાં તે રડશે નહિ એવું તેણે મનમાં વિચાર્યું. પછી વસ્ત્રે વીટીને છોકરાને તેણે નદી કાંઠે રેતી ઉપર મુકયો અને એકલો પથરોજ નદીમાં ફેકી દીધો તેના શબ્દથી શુકલાક્ષે આપણું કામ થયુ એવું અનુંમાન કરયું પછી તે તહિંથી ચાલી નીકળયો ગુલાબસિંહ નદીના કાંઠા ઊપરના ગામડામાં હતો અને તેની બેહેન તહિ આવી એટલે તેને છોકરો જડયો એ વૃત્તાન્ત ઊપર કહયુંછે.

અહિ સોમદત્ત તે બેટમાં સવારે જાગ્યો. અને મુખમાર્જન ઇત્યાદિ પ્રાતઃકાળનું કર્મ આટોપીને તેણે ઇશ્વરનું ચિંતન કરયું પછી બે દિવસ લગી આપ્રમાણે સગળા આયુષના દિવસ અહિ જશે કે તેથી વળી અધિક દુઃખ પડશે એવું તેના મનમાં આવ્યું હવે

એવું મનમાં આવવાનું કારણ એટલુંજ કે તે જે કામ માટે ઘરથી બાહર નીકળી તે કામ ન થયું અને ઉલટું દુઃખ પડ્યું અદ્યાપિ તેના દુઃખમાં કાંઈ ઘટારો થયો નહિ જે પાસે હતું તે સર્વે જતું રહ્યું અને અન્ન વસ્ત્ર ની પણ પીડા પડી ભીક્ષા માગીને પણ તેને નિર્વાહ કરવાનો ઉપાય રહ્યો નહિ. એવો વિચાર મનમાં આણી તેના હાથ પગ ગળી ગયા નિરંતર ફળજ ખાઇને જન્મ લગી રહેવાય નહિ તેથી એને માઠું લાગ્યું હતું એકે મોઠું સર્વેજ પ્રતિકૂળ થયું તે કેઈ વાતની ચિંતા કરે એ દુઃખથી તે કંટાળો ખાઇને હળવે હળવે તેને છોડવાને વિચાર કરવા લાગ્યો પછી તેને નીસારો મૂકવો બંધ કરયો અને વનમાં દેવાલય અને તેની પાસેની ઓરડી હતી તેઓમાં શું હશે તે જોવાનો તેણે નિશ્ચય કરયો પછી તેણે થોડાંએક ફળ ખાઇને પાણી પીધું તે વેળાએ બે ઘડી દિવસ ચડ્યો પછી હાથમાં લાકડી લેઇને તે વનમાં પેઠો બે દિવસ સાંમટા તહિં રહ્યો તેથી તેને ઓછી બીક લાગતી હતી અહિં તહિં જોતો જોતો તે દેવાળયની પાસે ગયો તહિં ઉંચાં અને નીચા ઝાડાંની એટલી ગાંદાં થઈ ગઈ હતી કે જેમાં સૂર્ય કિરણોને પણ પેસવું કઠણ પડે જેમ દિવસે મેઘ ચડતાં અંધારૂ થાય એમ મેઘ નચડતાં પણ ઝાડોની છાયાવડે અંધારૂં થયું હતું તેણે કરીને તહિંની જગા ઘણી ભયંકર લાગતી

હતી અને પૂર્વે દિવસની તો સોમદત્તને બીક લાગેલીજ હતી પછી તે ભયભીત થઇને ગાભરો ગાભરો ચારે મગ જોવા લાગ્યો મોર શૂડા કાગડા ઇત્યાદિ પક્ષિયોના મધુર મધુર શબ્દ થતા હતા તે પણ તેને કઠોર લાગ્યા પછી હળવે હળવે આગળ જઇને તે દહાડાની પેઠે આજ ગુણુ ગુણુ શબ્દ થાયછે કે શું તે જાણવાને કાન માડીને સાંભળવા લાગ્યો તો ત્રુટક ત્રુટક શબ્દ તેને કાંને પડ્યા તે વેળાએ તેના સર્વે અંગે ઓચિંતો ઉકાંટો થયો હાથ પગ કંપવા લાગ્યા પરંતુ તે તહિ દમ મારીને ઉભો રહ્યો અને કાંન માંડીને સાંભળેછે તો ફરી પણ તેવુંજ સાંભળ્યું પછી તે ધૈર્ય ધરીને છેક દેવાળય પાસે ગયો એટલે કોઈ દુઃખમાં કણમણે છે એવું તેને લાગ્યું પણ આ શું છે તેનું અનુમાન થયું નહિ પછી તેજ પ્રકારે તે દેવાલયને બારણે ગયો અને માંહિ ડોકું ઘાલી-ને જુવેછે તો એક ન્હાની પથરાની મૂર્ત્તિ દીઠી એવામાં પાસેની ઓરડીમાં શબ્દ થાયછે એવું તેણે સાભળ્યું પછી હાથની લાકડી સરકાવતો બીતો બીતો તે ઓરડીના બાર આગળ ગયો ત્યારે સ્પષ્ટ શબ્દ સંભળાયો પછી બાહાર તેનો હાલ ચાલ થતો સાંભ-ળીને બાહેર કોણછે એવો શબ્દ સાંભળ્યો આજ ત્રણ દિવસથી અન્ન પાણી નથિ આવ્યો હોતો ઉતાવળો આવ્ય એવું સાંભળીને સોમદત્તે બારણામાં લાકડી મેકી અને

અંદર કોણછે એવું પુછ્યું પછી મહિથી એવો શબ્દ નીકળયો કે તમે કોણ છો અહિ બીજું કોણ આવે મજ ગરીબનો ઠઠ્ઠો આજ કેમ કરવા માંડયોછે. મારાથી હવે ઘણું બોલાતું નથિ ઉતાવળથી અંદર આવીને મને પાણી આપો ગળુ સૂકાઈ જાયછે.

એ પ્રકારે ઉઘાડા બોલ સાંભળીને કોઈ પણ રોગી માણસછે એવો સોમદત્તે નિર્ણય કર્યો પછી તેણે બાર સામું જોયું તો તાળુ અડકાવેલું દીઠું પછી ચારે મગ ફરીને જોયું તો અંદર જવાની જગા કહિ પણ દીઠી નહિ. ઊપલી બાજુનું છપરૂં કહિ કહિ પડ્યું હતું પછી તે પાશેના ઝાડ ઉપર ચડીને છાપરા ઉપર ગયો અને તે પડેલા બાખામાં રહીને જુવેછે તો કોઈ સ્ત્રી ફાટલાં ત્રુટલાં લુગડાં પહેરીને પડીછે એવું એણે, દીઠું ઊપર ચડીને કોઈક અંદર આવેછે એવું જ્ઞાન થતાં તેને પણ બીક લાગી, રોજનો આવનાર ન હોય એવું તેના કૃત્ય ઉપરથી જણાયું પછી તે બગામાં થઇને ભૂસકો મારી હેઠે પડ્યો તે વેળાએ તેને તેના સામું જોયું પણ પરંતુ મંદ પ્રકાસ હતો તેથી કોણછે તે તેના ઓળખવામાં આવ્યું નહિ કોઈપણ માણસછે એટલુંજ તેણે વરત્યું આપણા ઉપર વળી કાંઇ સંકટ બીજુ આવેછે કે શું એવું મનમાં આવતાં તેને અધિક બીક લાગી એટલામાં તે તેની આગળ જઇને ઊભો રહ્યો તેવારે

તે તેની સામું જોઇને બરકા પાડવા લાગી અને લાગલી મૂર્છના થઇ તેથી તેજ હાથ નિર્જીવ જેવો થઈ એકે વારે ભૂઇઉપર પડયો આ ચમત્કાર જોઇને તે ઘણો વિસ્મિત થયો. દુઃખમાં તે દૂબળી થયેલી અને કેશાદિક વ્યસ્ત થયેલા તેથી તેને ઓળખી નહિ પછી નીહાળતાં નીહાળતાં આજ આપણી મુકતમાલા એપ્રમાણે તેણે તેને ઓળખી પછી શું પૂછવાનું તેને જે આનંદ ઉપનો તેનું વર્ણન કરી શકાતું નથિ.

તે આનંદના પૂરમાં તેની કેવી અવસ્થા થઇકે એ તેના ધ્યાનમાં પણ આવ્યું નહિ તેણે તેને ગળ બાથ ભીડીને ઉંચેસ્વરે રડવાનો આરંભ કર્યો પરંતુ લાગલીજ તેની હાલ ચાલ બંધ થયેલી જોઇને તે ઘાબરો પડ્યો અને તે મૂર્છિત થઇકે એવું જોઇને પાસે એક કળશિયો પડ્યો હતો તે લેઇને આવ્યો હતો તેજ માર્ગે થઇ બાહર આવ્યો ભાગ્યના બળથી તે દેવળની પાસેજ કુવો હતો તેમાંથી કળશિયો પાણી ભર્યું અને ફરી અંદર ગયો અને થોડું પાણી તેના મુખમાં રેડ્યું. અને થોડા પાણી વડે ડોળા ભીના કર્યા પછી પંખિયા વડે વાયુ નાખવા લાગ્યો પછી થોડી વારમાં તેણે આંખ્યો ઉઘાડી તે જોઇને તેનો આનંદ ગગનમાં પણ માય નહિ એવો થયો પછી તેણે ઊઠીને તેના ગળામાં બાથ ભીડી શક્તિ ન હોતી તો પણ ઝીણે સાદે રડવા લાગી એણે પણ તેજ

પ્રમાણે કરીને રડવાનો આરંભ કર્યો કેટલીએક વાર તેમ કર્યું પેટમાં ઘણી ભૂખ લાગેલી અને શરીરે ઘણી દૂબળી પડેલી તેથી રડવું બંધ કરીને તે બોલી કે ભાઈ આજ ત્રણ દિવસથી અન્ન પાણી મળ્યું નથિ તેથી ગળું સૂકાઈ ગયુંછે અને બેઠાં પણ રહેવાતું નથિ માટે તારી પાસે કાંઈ ખાવાનું હોય તો મને આપ એકાદશિને પેર શિવરાત્રી એ ઉખાણો તે વેળાએ સોમદત્તને યાદ આવ્યો તેના દીન વાણીના શબ્દ તેના ચિત્તમાં વાગ્યા જે હજારો માણસોનાં પેટ ભરનારી તેને હવણાં અન્ન મળતું નથિ એવું મનમાં આણતાં તેનું ચિત્ત ખિન્ન થયું માંરી પાસે કાંઈ નથિ એવું હું કહિશ તો તેને ઘણું માઠું લાગશે માટે તે હળવે હળવે બોલ્યો કે ભાઈ હું હવણાં કેઈ દશામાંછું તે મેં હવણા તને કહેવાશે નહિ પરંતુ તું ખાશે તો કાંઈ ફળ આણી આપુંછું એવું સાંભળીને તે બોલી કે જે તું આપશે તે અમૃતથી પણ અધિકછે પણ ઊતાવળથી આણ હવે મારાથી ભૂખ વેઠાતી નથિ પછી તે લાગલોજ બાહર આવ્યો અને રામફળ સીતાફળ ઈત્યાદિક ફળ તોડીને અંદર ગયો તેને પણ ભૂખ લાગી હતી પછી બેહુજણે પેટ ભરીને ખાઈને પાણી પીધું.

ક્ષુધા નિવારણ થયા પછી મુક્તમાળાને ધીરજ આવી ઘર છોડયા પછી પોતાનું દુઃખ કહેવાને ગુલાબસિંહ

વિના બીજું કોઈ તેણે મળવું ન હતું સોમદત્ત સાથે તેને જે સ્નેહ હતો તેવો સ્નેહ પતિ અને માત પિતા વિના બીજા કોઈ ઉપર ન હતો તો તેજ આવી મળ્યો હવે શું કહેવાનું તેના અંતઃકરણમાંથી દુઃખના ઉદ્‌ગાર આવવા માંડ્યા તે બિચારી પોતાનું દુઃખ તે કેને સંભળાવે દુઃખમાં તે ઘણી દુબળી પડી ગઈ હતી. રડતાં રડતાં તેની આંખ્યોમાંથી આંસુ પણ ખુટી પડ્યાં હતાં પ્રથમ તેણે પોતાના પુત્રને સંભાર્યો પછી મ્હોટે સાદે રડતાં બોલી કે સોમદત્ત મારો કમલાક્ષ કહિ દીઠો કે? અરે હું ઉંઘી હતી તેવામાં તે દુષ્ટે મારી પાસેથી તેને ઊચકી લીધો બહુધાતે મુવો હશે શુકલાલે એ કામ કર્યુંછે હવે તે મારી નજરે ક્યારે પડશે સોમદત્ત તને કાંઈ પણ તેની ખબરછે જો ખબર હોય તો કહે મને ઘણું દુઃખ થાય એટલામાટે મનમાં વાત રાખીશ નહિ હું હવે પહેલી મુક્તમાલા નથિ મારૂં હૃદય હવે એવું કઠિણ થયુંછે કે જો આ આકાશ તુટી પડે તો પણ બીહું નહિ એમ જાણજે એવા એના શબ્દ સાંભળીને એને પણ ચિંતા થઈ પરંતુ તેની ઘણી અશક્ત પ્રકૃતિ જોઇને તેણે મનમાં આણ્યું કે દુઃખ કહેવું નહિ અને ધીરજ આપવી એમજ કરવું આ સમયે ઠીકછે એવો વિચાર કરીને તે બોલ્યો તું હવે કાંઈ ચિંતા કરીશ નહિ ઇશ્વરને આપણા ઉપર દયા આવી એમાં સંશય નથિ તે હવે જે

કરશે તે ઠીકજ કરશે જો એમ ન હોય તો તારો મારો મેળાપ કેમ થાય. હવે આપણે અહિંથી છુટીને કમલાક્ષની ખોળ કરીશું અને તેને તું ઊતાવળથી જોઇશ એવું હું તને ખચિત કહુંછું એવા તેના અમૃત જેવા શબ્દ સાંભળીને તેને થોડુંક સારૂ લાગ્યું એ કામ શુકલાક્ષે કર્યું એવું સાંભળીને સોમદત્તને મ્હોટું આશ્ચર્ય લાગ્યું કારણ કે એ તેનો નાશ કરાવાને પ્રવૃત્ત થશે એવું તેના મનમાં પણ ન હતું પછી તેણે તેને પુછ્યું કે, શુકલાક્ષે આ કામ કર્યું એવું શા ઉપરથી કહેછે તે સાંભળીને તે બોલી આ સર્વે અનર્થ તેણેજ કર્યા જો તે ન્હાનપણથી મુઓ હોત તો મારા ધરબારાદિકની ખરાબી થાત નહિ તેની સ્મૃતિ થાયછે એટલે સર્વાંગે અગ્નિ થાયછે પછી ગુલાલસિંહે જે જયપુરમાં થયેલી વાત હતી તે સહુ કહી ગુહાથી બાહર પડ્યા પછી રાત્રિયે તે વનમાં મારી નાખવા આવ્યો તે વેળાએ ગુલાળસિંહે તેનો પ્રાણ ઊગાર્યો તે વાત પણ તેને કહિ પછી ઉજયિનીમાં તેણે અને ભદ્રાક્ષે જે દુઃખ દીધું અને ચાર મહિનાના બાળકનો અને પોતાનો જે વિજોગ કર્યો ઇત્યાદિ સહુ વાત તેને કહી તે સાંભળીને સોમદત્તને ઘણો ક્રોધ ચડ્યો કે હવણાંજ જઇને તેને ઠાર મારૂં પણ બિચારો શું કરે સત્તાના આગળ કાંઈ ઉપાય ચાલતો નથિ.

સોમદત્તને ઘણી રીસ ચડી તે જોઇને મુક્તમાલા બોલી, આપણ ગરીબની દાદ કહિથી લાગશે? તે આજ સત્તાધારી છે, પણ જે રાજાનો સહુ રાજાઓ ઉપર અમલ ચાલતો હોય, અને જેને વિષે દયા નીતિ ઇત્યાદિ સદ્ગુણ પૂર્ણપણે વર્ત્તતા હોય, અને જેના રાજમાં ખરાનોજ ન્યાય થાયછે, અને જે પોતાની પ્રજાએ છાનો કરેલો અપરાધ સહજ સમજેછે એવા સર્વભૌમ રાજાને શરણે જવું એજ એક ઉપાયછે, બીજો ઊપાય નથિ, એજ મારા મનમાં ખાતરી થઇ ગઇછે. ક્રોધ આણીને વાત કરતાં બીજા દુઃખમાં પડવું પડે એમાં સંશય નથિ. હવણાં તું કદાપિ કહીશ કે તે સર્વભૌમ રાજાએ એ થયેલો અપરાધ કેમ જાણ્યો નહિ, તો એવું મનમાં આણવું નહિ; તેણે તેનો સર્વ અપરાધ લખી રાખ્યો હશે. હવે પાપનો ઘડો ભરાતાંજ તે સર્વ અપરાધિયોને એકે વારે પકડીને યથાયોગ્ય શિક્ષા કરશે એવી મનમાં ગાંઠ વાળી રાખ્ય એવું સાંભળીને સોમદત્ત બોલ્યો કે તું કેહે છે તેજ પ્રમાણે થશે એવી મારી પણ ખાતરીછે. હવે આગળ શું કરવું એનો આપણે વિચ્યાર કરવો. એવું સાંભળીને મુક્તમાલા બોલી કે મને હવે ભાન રહ્યુ નથિ આપણે નિરાંતે બેઠાં છિયે એટલામાં તે આવી પડશે તો ઘણું માઠું થશે. એવું સાંભળીને તે બોલ્યો કે તે કોણછે? પછી તે બોલી કે મને તે ભદ્રાક્ષે અહિ

આણીછે તેણે બે ચાકર મૂક્યાછે તે આઠ દિવસે એક વાર આવીને મને અન્ન પાણી આપી જાયછે; પરંતુ તેમને આવવાનો દિવસ વીતીને ત્રણ દિવસ અધિક થયા છે, માટે હું ઉપવાસી હતી. તે વિના એ દુષ્ટ પોતે પંદરે દિવસે એકવાર અહિ આવેછે અને મારો આગ્રહ છોડાવવાને તે અનેક યુક્તિ વડે કેહેછે, તેને હજી ચાર પાંચ દિવસ આવવાની વારછે, પરંતુ તે ચાકર હવે ક્યારે આવશે એનો ભરોંસો નથિ. એવું સાંભળીને સોમદત્તને બીક લાગી, પછી તેણે પૂછ્યું કે તે કેઈ વેળાએ અહિ આવેછે? તે બોલી, બહુધા સાયંકાળે બે ઘડી દિવસ રેહેછે એટલે આવેછે. એ પ્રકારે પરસ્પર વાતો કરવાના છંદમાં દિવસ છે કે રાત્રિછે તેનું પણ ભાન રહ્યું નહિ. પછી વિચાર કરતાં અંધારૂં દેખાયછે માટે રાત્રિ પડી હશે એવું તેમણે અનુંમાન કર્યું. પણ કેટલી રાત્રિ ગઈ હશે તેનો નિશ્ચય થયો નહિ; પછી મુક્તમાલાએ કહ્યું કે રાત્રિ થઇ તેની બીક ગણવી નહિ. તે દિવસે મુક્તમાલાને ઘણો આનંદ ઉપજ્યો, કારણ કે આ ભયંકર અરણ્યમાં ઓરડીમાં રૂંધાઈ રહેલી તેથી તે પોતાના મનમાં ઘણી ત્રાસ પામી હતી તેને સોમદત્તનો સહવાસ થયો તેથી તેનો આનંદ ગગનમાં પણ માય નહિં એવો થયો.

ઘણી રાત્રિ ગઈ એટલે સોમદત્ત બોલ્યો—આપણી વાતનો પાર આવે એવું નથિ અને જાગરણ કરયાથી

તારી પ્રકૃતિ બગડશે તો ઉંઘવું એ મને સારૂં લાગેછે. મુકતમાલાને એ વાત ખરી લાગી પછી તે બેહુ ભાઈ બેહેન પોત પોતાના બિછાના ઉપર સુઈ ગયાં. સોમદત્તનુ બિછાનું એકલી ભુઈ, અને અંગઉપર પંચિયું અને મુકત-માલાનુ બીછાનું એક ફાટેલું વસ્ત્ર, અને અંગ ઉપર પેહે-રેલાં જુનાં લુગડાં. તે બેહુજણ ઉંઘવામાટે પડ્યાં ખરાં પરંતુ એકને પણ નિદ્રા આવી નહિ. પછી મુકતમાલા બોલી સોમદત્ત મારો બાપ ને મારી મા કુશળછે? મારા વિના રાત્રિ દિવસ તેમને ગમતું નહિ હશે હું દશ બાર દિવસમાં પાછી આવીશ એવું લખી મૂકીને બાહાર ગઇ પછી તે વાતને આજ વર્ષ વીતી ગયું હજી પણ વેગળી જાઉછું. સોમદત્ત! હવે તેમની અને મારી ભેઠ થશે કે વારૂ? તે બંદિખાનાનો શો સમાચાર છે એ જો તું જાણતો હઉ તો કેહે. એવું સાંભળીને તે બોલ્યો કે તું મને સંભળાવ્યા વિના ઘર તજીને ગઈ તે ઠીક કરયુ નહિ; તારા બાપનો અને તારી માનો મારાથી શોક ખમી શકાતો નથિ અને તારા વિના મને ઘરમાં ગમ્યુ નહિ. તું ગયા પછી આઠમે દિવસે તને શોધવાને હું બાહાર પડ્યો પછી આ ગામથી તે ગામ હિડતાં હિડતાં એક દિવસે સંધ્યાકાળે ઉજયિનીમાં છોકરૂં ખાંધે મૂકીને માર્ગે તને જતી મેં દીઠી પછી મ્હોટા આનંદથી તારા ભણી આવતાં તે દુષ્ટે મને ધક્કો મારીને હેઠે પાડ્યો

તે સાંભળીને તે બોલી કે એજ દુષ્ટે મારી આવી દશા કરી. સોમદત્ત બોલ્યો કે તેને ઇશ્વર દુઃખ દેશે એમાં સંશય નથિ. પછી તે દુઃખથી હું કેટલાએક દિવસ રોગી થઈ પડ્યો અને થોડુંક સારૂં થતાં તહિના મામલતદાર પાસે એ વાતની ચોકશી કરવા ગયો તેણે કાંઈ તપાસ કર્યો નહિ અને ઉલટો બંદિખાને ઘાલ્યો. તે સાંભળીને તે બેહુને ઘણીવાર સંવાદ ચાલ્યો પછી મુકતમાલા બોલી તેં બાપાને પત્ર લખ્યો હતો તે આણીને તે મુવા મામલતદારે તેવેળાએ મુખથી વાંચી સંભળાવ્યો અને તેણેજ તને બંદિખાને ઘલાવ્યો. વારૂં તારો જીવ લેવાની તેને બુદ્ધિ થઈ નહિ એ મ્હોટું ભાગ્ય, નહિ તો મામલેદારજ ખાઈ પીને તારી પાછળ લાગ્યોછે એવું મેં જાણ્યું હોત તો હું પત્ર શામાટે મોકલત? અને તેની પાસે ફરિયાદ કરવા પણ જાત નહિ, જે થવાનું તે મટે નહિ પછી તેની બદલી થયે હજાર રૂપિયા લાંચ આપીને હું છૂટ્યો પણ પછી મૃત્યુના મુખમાં આવી પડ્યો. તહિથી નીકળીને બે ગાઉ તો ગયો નહિ એટલામાં મ્હોટાં વાદળાં ચડી આવ્યાં અને વર્ષાદ વરસવા લાગ્યો, વીજળીનો કડકડાટ થવા લાગ્યો, પ્રાણ જશે કે રેહેશે એવી અવસ્થા થઈ ગઈ, સર્વ ભીનું થયું એવું દુઃખ વેઠીને ઉતાર પાસે આવ્યો તહિ ઉતારૂં લોકોની એકજ ગરદી થઇ રહી હતી નદી તો તોફાની થઇને ચાલતી હતી.

ખારવાઓનો નાવ ચલાતાં જીવ ચાલ્યો નહિ, બેસવાને વાસ્તે કહિપણ કોરી જગા ન હતી એવામાં વળી ફરી વાદળાં આવ્યાં અને વરસાત વરસવાનાં ચિન્હ થયાં. પછી સર્વે ગભરાયાં અને ખારવાઓને બમણા પૈસા આપવા કરીને તેની પાસે નાવ હંકાવ્યું. નાવમાં સજડ લોકો ભરાઈ ગયા તેથી અર્ધા નદીમાં તે નાવ બૂડ્યું તે વેળાએ મને ઘણું ખોટું લાગ્યું પણ પછી સારૂં થયું. એક વળી મળી ગઈ તેને આધારે હું અહિં આવ્યો ત્યારે તારો સમાગમ થયો. જો હોડી ન બૂડી હોત તો તારો સમાગમ થાત નહિ. ત્રણ દિવસથી રખડતાં મેં તારા ત્રુટક શબ્દ સાંભળ્યા એ પ્રકારે તેનો દુઃખદાયક ઇતિહાસ સુણીને તેને ઘણું દુખ થયું પછી બોલી સોમદત્ત મારા માટે તેં એટલું દુઃખ વેઠ્યું હર! હર! મેં જન્મ ધરીને તને સુખ દીધું નથિ. મારે માટે તેં મ્હોટું દુઃખ વેઠ્યું. તારા જેવો કોઈ ભલો માણસ નથિ ઇશ્વરે મને અવતાર ન આપ્યો હોત તો ઘણું સારૂં. એવું સાંભળીને તે બોલ્યો કે તું એવું મનમાં આણીશ નહિ, આ વાતમાં કોઇનો ઇલાજ નથિ, જેને બાળપણથી પાળ્યો અને સર્વ પ્રકારે સહાયતા કરી તે એવું ઘોર કામ કરશે એવું કોઇના મનમાં આવ્યું ન હતું. વારૂં, જે થનાર તેનો ઉપાય નથિ એવી વાતો કરતાં સવાર

થઈ અને પ્રાતઃકાળ થયો તે જોઇને બેહુને ઘણું આશ્ચર્ય લાગ્યું.

---

## भाग ९मो.

### श्लोक.

पापी दुष्ट नरो खरा सुजनने पीडा करे ते घणी ॥ लेशे प्राण खळो भयानक तको कोवार आवी वणी ॥ तेमांथी परमेश्वरे सुजनने आवीज ऊगारिया ॥ दुष्टोने बहु दंड देई प्रभुये सारा नरो तारिया ॥ १ ॥

ગયા ભાગોમાં કહ્યું છે કે શુકલાક્ષ અને ભદ્રાક્ષ એ બેહુજણાએ મુકતમાલાને પેટીમાં ઘાલીને ભુઇમાં ડાટી દીધી ત્યારે તે જીવતી થઇને આ અરણ્યના બેટમાં કેમ આવી એવી વાચનારાઓને શંકા થશે ખરી એ બેહુજણા પોતાનાં કામ સાધવાને પ્રયત્ન કરતા હતા એવું પૂર્વે કહ્યુંછે. ભદ્રાક્ષે પોતાનું કામ સાધવાને જે દિવસે તેને અફીણ ખવરાવીને પૂરી દેવાનો શુકલાક્ષ સાથે વિચાર કર્યો તે દિવસે રાત્રિયે બંદિખાનાની એક

સ્ત્રીને અફીણ ખવરાવીને તે ઠેકાણે આણીને પૂરવાનો ભદ્રાક્ષે નિશ્ચય કર્યો, પછી તેજ રાત્રિયે મુક્તમાલાને તેણે બીજે ઠેકાણે મૂકી અને એક ભિચારી અનાથ સ્ત્રીને અફીણ ખવરાવીને મુક્તમાલાને ઠેકાણે ડાટી, પછી ભદ્રાક્ષ આવ્યો અને દીવાનો પ્રકાશ મંદ કરીને તેને લુગડું ઓરાડી ગયો. પછી બેહુજણ સાથે આવ્યા તે વેળાએ બાર વાગ્યા હતા તે સમયે ચાકરને લઇને બેહુજણ અંદર ગયા તે વેળાએ ભદ્રાક્ષ દીવા ભણી ઉભો રહ્યો અને તેના ઉપર મંદ પ્રકાશ પણ પડવા દીધો નહિ. અને લુગડાં અસ્ત વ્યસ્ત થયાં હતાં તે ઠીક કરયાં તે પણ પૂર્વે કહ્યુંછે. પછી ઉતાવળ કરીને તેણે શુક્લાક્ષને હઠ્યો પરંતુ આપણે સર્પની પુછડી ઉપર પગ દીધો એવું તે બરૂ સમજતો હતો તેજ કારણથી તેણે મુક્તમાલાને નિર્જન પ્રદેશમાં આણી મૂકી હતી. જો તે દુઃખ ખમાને કંગાળીને કબૂલ થઇ તો ઠીક, નહિ તો કોઈ જાણશે નહિ અને તહિંજ મરી જશે એવો તેનો વિચાર હતો. તે બેટ હતો તહિં નદીની બેહુ બાજુ એ મ્હોટું ભયંકર અરણ્ય હતુ અને તે બેટમાં કોઈ ભયંકર બ્રહ્મરાક્ષસ રેહેછે એવી આસપાસના ગામ લોકોની સમજણ હતી માટે કોઈ પણ તહિં જતું નહિ એ વિના નદીને કિનારે અત્યંત અરણ્ય હતું તેથી હોડી રાખીને બેટના અરણ્યમાં જવાની ગરજ કોઇને ન

હતી. ભદ્રાક્ષે તને અન્ન પાણી આપવાને જે ચાકર મૂક્યો હતો તે નદીમાં પૂર ઘણું આવ્યાથી તે ત્રણ દિવસ આવ્યો ન હતો તેને મુક્તમાલાની દયા આવી હતી. પરંતુ તે બિચારો એ રાક્ષસ આગળ કરે શું? જે વેળાએ તેની બદલી થઇ તે વેળાએ એનો પગાર વધાર્યો અને એની પૂર્વ પ્રમાણે તજવીજ રાખવાનું કહીને કોઈ આગળ કેહેવું નહિ એવું કહ્યું.

સોમદત્ત અને મુક્તમાલાને ઉંઘ આવી નહિ અને વાતો કરવામાંજ રાત્રિ જતી રહી અને સવાર થઈ એવું પૂર્વે કહ્યુંછે પછી સોમદત્તે મનમાં વિચાર્યું કે આપણે આ કોટડી ચડી ઉતરી બાહાર જઇશું પણ મુક્તમાલાથી તેમ થશે નહિ. પછી તેણે ઓરડીનાં કમાડ ઉતારીને બાહાર જવાનો માર્ગ કર્યો તે જોઇને મુક્તમાલા બોલી કે આ શું કર્યું જો તે દુષ્ટનો ચાકર આજ આવશે તો તેના મનમાં સંશય આવશે, પછી તે બોલ્યો તું કાંઈ ચિંતા કરીશ નહિ તેને આવવાની વેળા થશે એટલે કમાડ હતાં એવાં કરીશ. પછી બેહુજણ બાહર આવ્યાં, રાત્રિયે જાગરણ થયેલું હતું તેથી પ્રકૃતિ ન બગડતાં ઊલટી અધિક હોશીયારી તેને થઇ. બાહર પડતાં હું આજ બંધમાંથી છૂટી એવું લાગતાં તેને વિલક્ષણ આનંદ થયો બાહારના અરણ્યની શોભા જોઇને અને મોર પોપટ ઇત્યાદિ

પક્ષિયોના મધુર શબ્દ સાંભળીને તેના ચિત્તમાં ઘણો આનંદ ઊપજ્યો. તેજ અરણ્ય અને તેજ પક્ષિયોના શબ્દ સોમદત્તને ભયંકર લાગ્યા હતા પરંતુ મનમાંથી બીક-જતાંજ તે રમણીય થઇ ગયા. તહિનો ચમત્કાર જોતાં જોતાં અને ફળ તોડતાં તોડતાં તે બેહુજણ નદીકાંઠે આવ્યાં. મુકતમાલાને સર્વાંગે મેલનો થર ચડ્યો હતો અને વસ્ત્ર પણ ઘણાં મેલાં થઈ ગયાં હતાં પરંતુ તે વસ્ત્ર ધોવાને બીજાં પેહેરવાનાં ન હતાં તેથી સોમદત્તે પંચિયું પેહેરીને પોતાનું ધોતિયું તેને પેહેરવા આપ્યું પછી મુકતમાલાની અશકતતા જોઇને સોમદત્તે તેનાં વસ્ત્ર ધોઈ આપ્યાં એટલે મુકતમાલા બોલી કે મારી ખાલનો જોડો કરીને તને પેહેરાવું તો પણ તારા ઊપકારનો પ્રત્યુપકાર મારાથી થઈ શકે નહિ એવું સાંભળીને તે બોલ્યો બાઇ આ મારો દેહ તે તારા અન્નનોજ છે. હું ગરીબ તે તારા ઉપકારનો પ્રત્યુપકાર કેમ કરી શકું? તું એવું બોલીને મારા જીવને દુઃખ દઇશ નહિ. પછી મુકતમાલાએ પોતાના શરીરનો મેલ ધોઇને સ્નાન કરયુ સોમદત્તે પણ સ્નાન કરીને પોતાનું નિત્ય કર્મ કરયું. પછી ફલાદિક ખાઇને બેહુજણ તૃપ્ત થયાં એટલે સુમારે બાર વાગવાનો સમય થયો અને એક વૃક્ષની છા-યામાં તે બેહુજણ રાત્રિનો ઉજાગરો હતો તેથી ઉંઘી ગયાં.

પાછલો પોહોર દિવસ રહ્યો એટલે મુક્તમાલા જાગી અને તેણે સોમદત્તને ઉઠાડ્યો. પછી તે ઓર-ડીમાં જઈને રાત્રિ કાહાડવાના વિચારથી તે તહિ જવા લાગ્યાં. વાટે જતાં મુક્તમાલાના મનમાં આવ્યું કે કદાપિ તે માણસ આજ આવશે પછી તેણે સોમદત્તને કહ્યું તે સાંભળીને તે બોલ્યો કે નદીનું પાણી ઘણુંજ ઊતર્યુંછે માટે આપણે હવે અહિંથી ઉતાવળું જવું અને તને ઓરડીમાં મૂકીને લોકો કિયે માર્ગે જાયછે અને આવેછે તે જોવાને હું નદીકાંઠે જઈશ એવો વિચાર કરીને તે બેહુજણ ઓરડીમાં આવ્યાં. પછી સોમદત્તે મુક્તમાલાને ઓરડીમાં ઘાલીને બારણાં હતાં તેવાં બંધ કર્યાં પછી તે તે કોટડીએ ચડી ઉતરી અને બાહાર આવ્યો. સોમદત્ત બાહાર ગયો ત્યાર પછી મુક્ત-માલાના મનમાં વિચાર આવ્યો કે આ ફરીથી આવીને મને મળશે કે નહિ? કદાપિ કાંઈ વિઘ્ન તો નહિ થાય? એવા વિચારથી તેનું ચિત્ત ગુંથાઈ ગયું હતું. અહિં સોમદત્તના મનમાં પણ એવો વિચાર આવ્યો હતો પણ કરેશું? અહિંથી છૂટકો તો થયો જોઈયે. સોમ-દત્ત નદીકાંઠે જઈને એક ઝાડ ઉપર ચડ્યો અને તેને કોઈ દેખે નહિ અને તે પેલી મગનાં સહુને દેખેયે એવે ઠેકાણે જઈને બેઠો. એટલામાં પેલી મગના કિનારાના અરણ્યમાંથી બે માણસ આવતાં

તેણે દીઠાં તે એક નદીના કાંઠાનાં ઝાડ પાસે આવ્યાં તેમણે ઝાડો સાથે છિપેલી એક ન્હાની હોડી હતી તે બાહેર કાહાડીને પાણીમાં નાંખી પછી તેઓ એ હોડામાં બેઠા. હોડીમાં એક વળો હતો તે એક જણે ઝાલ્યો અને એક સુકાન ઝાલીને બેઠો એ પ્રકારે તે બેહુજણ બેટમાં આવ્યા પછી હોડી ઝાડે બાંધીને અંદર પેઠા. એક ઘડી તો થઈ નહિ એટલામાં તેઓ પોતાનું કામ કરીને પાછા હોડીમાં બેશી સાંમે પાર ગયા.

ઝાડ ઉપર બેશીને સોમદત્તે તે સહુ ધ્યાનમાં રાખ્યું. પછી તેઓ એક વેગળે ગયા જાણીને ઝાડ ઉપરથી હેઠે ઉતર્યો અને દોડતો દોડતોજ તે મુક્તમાલા પાસે પાછો પોહોંચ્યો. તે સમયે પરસ્પર મ્હોટો આનંદ ઉપજ્યો. પછી તેણે પાર જવાનો ઊપાય મુક્તમાલાને કહી બતાવ્યો. વળતી બોલ્યો કે અહિંથી કેમ કરી છુટીશું એની ચિંતા કાલથી મારા મનમાં ભરાઈ હતી તે ચિંતા હવે ભાગી. હું તો તરીને પાર જાત પણ તને કેમ કરી લઈ જાત? પણ ઈશ્વરે કૃપા કરીછે. હવે અહિંથી ધારી શું તે વેળાએ પાર જઇશું એવું સાંભળીને મુક્તમાલાને આનંદ ઉપજ્યો. પછી બેહુજણાંએ ફલાહાર કરીને પોતાની ભૂખ ભાગી. બે દિનથી ફળવિના તેમને બીજું કાંઈ ખાવાનું મળ્યું ન હતું પણ એ દિવસે તેમને અન્ન ખાધાથી અધિક બળ આવ્યું. પછી રાત્રિ પડતાં ભુખ

દુઃખની વાતો કેહેતાં ઉંઘી ગયાં. બીજે દિવસે સવારમાં સોમદત્તે કમાડ ઉતારીને ઓરડી બાહાર જવાનો માર્ગ કર્યો. પછી જે લોકોએ જે ઠેકાણે હોડી આણી હતી તે ઠેકાણે જઈ સ્નાનાદિક કરવાનો વિચાર કરીને બેહુજણ તહિં ગયાં. સ્નાન કરતાં પેલે પાર હોડી લેવા સોમદતે જવા માંડ્યુ તે વેળાએ મુક્તમાલાને ઘણું દુઃખ થયું. સોમદત્તને સારૂં તરતાં આવડતું હતું. પણ તેના મનમાં દૃઢતા રહી નહિ. પછી બોલી કે ભાઈ જઇશ નહિ વળી ચાર દિન આપણે વાટ જોઇશું નદીનું પાણી ઓછું થશે એટલે આપણે પાર જઇશું. એવું સાંભળીને તે બોલ્યો કે અહિંથી જેમ ઊતાવળથી જતા રહીશું તેજ સારૂં, કોઈ વેળાએ શું થશે તેનો ભરોસો નથિ. આ પટને તરતાં કાંઈ અઘરૂં નથિ તું આનંદમાં જોતી બેશ. હવણાંજ સામે પારથી હોડી આણૂંછું કે નહિ તે તું જો. એવું તેનું બોલવું તેણે દુઃખથી કબુલ કર્યું પછી તે પરમેશ્વરનું ચિંતન કરવા લાગી. નદીનો પટ ન્હાનો હતો અને પાણી પણ થોડું તાણ કરતું હતું તેથી સોમદત્ત સુખેથી પાર ગયો તે વેળાએ મુક્તમાલાનો જીવ હેઠે બેઠો. પછી સોમદત્તે હોડી સોધીને બાહર કાડી પછી જે ઠેકાણે મુક્તમાલા હતી તે ઠેકાણે હોડી લઈ જવાને તેણે પાણીમાં ભૂશકો માર્યો અને હોડીની દોરી હાથમાં ઝાલીને

તરતો તરતો તે મુકતમાલા પાસે આવી પહોંચ્યો. તે જોઇને મુકતમાલાને મ્હોટો આનંદ થયો પછી સ્નાનાદિક કરીને ફલાહાર કર્યો હવે વિલંબ ન કરતાં અહિંથી નીકળી જવું એવો સોમદત્તે વિચાર કર્યો. પછી તેણે મુકતમાલાને કહ્યું એટલે તેને પણ સારૂ લાગ્યું આપણે કહિ છિયે અને સામે પાર ઉતરીને કિયા દેશમાં જવાશે તેનું અનુમાન થયું નહિ પરંતુ જહિંથી હોડી આણી તહિંથી જવાનું પણ પ્રશસ્ત ન હોતું એ ઊંધાકુંજ કે પછી મહા બળે કરીને હોડી કાંડે લીધી. પછી મુકતમાલાની પાસે એક લોટો હતો તે સાથે આણ્યો હતો અને ફલાહાર પણ સાથે લીધું હતું પછી મુકતમાલાને સુકાન ઝાલવાનું શીખવાડીને પોતે વળો વાહાવા લાગ્યો. ઇશ્વર ચિંતન કરીને હોડી હાકી.

સોમદત્તે જહિં થઇને હોડી આણી હતી તહિંના પટથી આ પટકાંઇક મ્હોટો હતો અને વચ્ચે એક બે ઠેકાણે મ્હોટા મ્હોટા મોજા પણ આવતા હતા તેણે કરીને મુકતાલાને થોડી થોડી બીક પણ લાગી પરંતુ તે જગા વંચીને જે વારે હોડી આગળ ચાલી ત્યારે તેના જીવને નીરાંત વળી પછી જોતાં જોતાંમાં હોડી પેલે પાર પહોંચી. પછી બેહુજણે પાર ઊતરયા પછી વિચાર્યુ કે હોડી જો પાણીમાં રાખીશું તો કોઇ ઉતરીને ગયું કે એવું હોડી વાલાના જાણવામાં આવશે એવું વિચારીને

બેહુજણાંએ હોડી બેચીને હતી ત્યાં મૂકી તે વેલાએ બારઉપર એક વાગવાનો સમય થયો હતો હવે આપણે કહીં જઇશું અને હવે શો પ્રસંગ આવી પડશે એવો વિચાર કરતાં બેહુજણના મુખનું તેજ ઓછું થયું એટલામાં મુક્તમાલાના મનમાં આવ્યું કે આપણે જો અહિંથી ગમે તહિં જઇશું તો મારા કમલાક્ષની વાત કેમ કરી સમજાશે તે એક મગ રહ્યો અને આપણે આણી મગ ચાલીશુ એવું મનમાં આવતાં તેની આંખ્યો પાણીએ ભરાઈ ગઈ તે જોઇને સોમદત્ત પણ સમજ્યો પરંતુ બાચારો તે શું કરે તેની પણ એવીજ અવસ્થા થઈ ગઈ પછી તેણે મ્હોટા સંકટથી પોતાનું દુઃખ આવરીને મુક્તમાલાને શાંત કરી પછી તે પર્વતની કરાડ ચડીને આગળ જાયછે તો તહિં પણ મોટું વન હતું પગમાં જોડો નહિ અને કદાપિ ચાલવાની ટેવ નહિ તેથી તેને વનમાં કાંટામાં થઇને ચાલતાં ઘણું દુઃખ થવા લાગ્યું પૂર્વેની લાંબરીના ડુંગરોમાં ગુહામાં અને વનમાં પગમાં ઠેસો અને કાંટાં વાગીને જે કાણાં પડ્યાં હતાં તે તેણે સોમદત્તને દેખાડ્યાં અને બોલી હે સોમદત્ત જે વેળાએ આ ઠેકાણે પથરા વાગીને પ્રાણ જશે કે શું એવી વેદના થવા માંડી તે વેળાએ મે લુગડાં ફાડીને પગે બાંધ્યાં તો પણ મારાથી ચલાયું નહિ એવા સંકટમાં હુંછું તેવામાં પણ તે શુક્લાક્ષ પાછલી રાત્રિયે

મારો પ્રાણ લેવાને આવ્યો એવું કહેતાં તેને ક્રોધ ચડ્યો અને લાલ થઈ ગઈ અને બોલી કે વિના અપરાધ જેણે મને દુઃખ દીધું તે કીડા પડીને મરશે એમાં સંશય નથિ સોમદત્તના પણ અંતઃકરણમાં એવો-જ સંતાપ થયો. પરંતુ શું કરે પછી હવણાં આપણે એ મનમાં ન આણવું અને આગળ કરવાનો વિચાર કરવો જોઇયે એવો ઠરાવ કર્યો એવામાં આગળ જતાં એક મોટું ગામ નજરે પડ્યું.

તે વન બાહર નીકળતાં સુમારે બે અઢી વાગવાનો સમય થયો ગામ પાસે દેખાતું હતું પણ તહિંથી બે ગાઊ ઉપર હતું સૂર્યના તાપથી રેત તપેલી તેથી પગે બેહુજણ દાઝવા લાગ્યાં. સર્વાંગ તપી ઉઠ્યાં. મુકતમાલાનું મુખ લાલ થયું અને કપાળ ઊપર પરસેવો છૂટ્યો. એવી તેની અવસ્થા જોઇને સોમદત્તનું મન દુઃખિત થયું એટલામાં એક પીપરનું ઝાડ આવ્યું તેની સુંદર છાયાં જોઇને બેહુજણ કેટલીક વાર થાક ખાવાને તહિં ગયા મુકતમાલાતે ઝાડ તળે જઈ સૂઈ ગઈ સુમારે એક ઘડી પછી તેનો જીવ ટાડો પડ્યો. પરંતુ ઘણો તાપ લાગ્યાથી તે અકળાઇ ગઇ હતી પછી ચારે મગ જોવા લાગી સોમદત્ત તેની મગ જોઇને મનમાં દુઃખ ધરતો પાસે બેઠો હતો તેને પૂછ્યું કે તારે શું જોઇયે તે મને કહે હું પાસે બેઠો છતાં ગાંડા જેવી અહિં તહિં શામાટે

જુવેછે. એવું સાંભળીને તેને તડકામાં દુઃખ દેવું નહિ માટે તેણે કહ્યું કે હું અમથોજ ત્યારે મગનો ચમત્કાર જોઉછું બીજું મારા મનમાં કાંઈ નથિ એવું કહીને તેની કેટલીએક વેળા વાતો કરતાં વીતી. છેવટ તેના શરીરમાંથી દમ નીકળે નહિ એવું થયું પછી બોલી તને દુઃખ ન દેવું એટલા માટે મે આટલી વાર દમ ધર્યો પણ હવે કાંઈ ઊપાય નથિ તાપથી મારો પ્રાણ જાયછે માટે ઉતાવળથી પાણી મળે એવી તજ-વીજ કર એવું સાંભળીને તે ગભરાયો અને બોલ્યો તું આવું કરીને મારા જીવને અધિક દુઃખ દેઈશ નહિ તારે વાસ્તે હું મારો પ્રાણ દેઈશ તારા મનમાં એવું છે કે હું સોમદત્ત પાસે પાણી માગીશ તો તેને તે લાવતાં દુઃખ પડશે માટે તેં આટલી વાર પાણી માગ્યું નહિ પણ એમ કદાપિ કરવું નહિ એમ કહીને તે હાથમાં પાણીનો લોટો લેઈને દોડ્યો.

અહિં વનમાં એકુ લોકો અને ગોવાળ લોકો જહિં તહિં પોતાનો ઉદ્યોગ કરતા હતા તેમની પાસે જઈને સોમદત્તે પાણી કહિંછે એવું પૂછ્યું તે વારે તેમણે પાસેજ એક ઝરો બતાવ્યો તેમાંથી પાણી લેઈને તે દોડતોજ તે ઝાડ નીચે આવ્યો. પછી તે ઝરાનું ટાઢું પાણી પીને મુક્તમાલા શાંત થઈ સોમદત્તના સર્વે અંગ ઉપર પરસેવો થયો હતો તે જોઈને તેને ઘણું માઠું લાગ્યું.

પછી તેણે ના કહી પણ તેના અંગનો સઘળો પરસેવો મુકતમાલાએ લુછી લીધો અને આ તારો ઉપકાર ક્યારે પણ ભૂલું નહિ એવું કહીને વાયુ ઉરાડવા લાગી પછી તે બોલ્યો કે એવું તું મનમાં આણીશ તો ઉલટું મને દુઃખજ થશે. એવું કહીને તેણે તેના હાથ ઝાલ્યા પછી બે ઘડી દિવસ રહ્યો એટલે માર્ગે ચાલવાનો આરંભ કર્યો પછી સાયંકાળે તે ગામમાં જઈ પોહોંચ્યાં પછી તે ગામનું નામદિક પૂછીને વિચાર્યું કે આપણે આપણો દેશ છોડીને છેક વેગળે આવ્યાં અપણું ગામ અહિથી ડોડસો ગાઉ રહ્યું અને આ દેશ ભયાનકના એક મંડલિક રાજાનો છે પછી એક પ્રકારનો તેમને આનંદ થયો કે આપણે હવે તે દુષ્ટની બીક રહી નહિ અહિ આપણું ઓળખીતું કોઈ નથિ હવે આપણે આપણી ખરીવાત કોઈને કહીશું નહિ એવો તેમણે નિશ્ચય કર્યો એવું કરવાનું કારણ એટલુંજ કે કદાપિ તે દુષ્ટનો મૂકેલ કોઈ માણસ અહિ હોય તો પાછી પાડા કરે ભદ્રાક્ષ અહિ હવે આપણી પાછળ લાગવાનો નહિ એનો પણ તેને ભરૂસો ન હતો તેમનો રૂપ રંગ છેક બદલાઈ ગયાં હતાં જેનો એમને સાધારણ પરિચય હોય તેમનાથી તે ઓળખાય નહિ એવાં થયાં હતાં તે મ્હોટાં માણસ હતાં પણ દુઃખથી તેઓ ગરીબના જેવાં દેખાતાં હતાં.

ઉપર કહ્યા પ્રમાણે નિશ્ચય કરીને પાસે ફલાહાર બાંધ્યું હતું તે ખાઇને ધર્મ શાળામાં ભૂઇ ઉપર પડી રહ્યાં તેમણે ફલાહર સાથે લીધું હતું તેથી ઘણું સારૂં થયું, નહિ તો વેચાતું લેઈ ખાવાને પાસે એક પૈસો પણ ન હતો ઓઢવા પાથરવાને પાસે પૂરાં વસ્ત્ર પણ ન હતાં એવું જોઇને બીજા પથિઓએ એવું થવાનું કારણ પૂછ્યું તેવારે અમને ચોરોએ લુંટયા એવું સોમદત્તે કહ્યું. તે સાંભળીને પાસે ઉતરેલા બે ભિક્ષુક બોલ્યા કે ,અમારી પણ એવીજ અવસ્થા થઈ હતી પેહેરવાનાં વસ્ત્ર માત્ર રહ્યાં હતાં પછી મથુરામાં ગયા એટલે તહિ એક હરિનો લાલ અમને મળયો તેણે અમારૂં જે જે ગયું હતુ તે તે આપ્યું અને પચાસ રૂપિયા વાટ ખરચીના આપ્યા તેનું ઇશ્વર કલ્યાણ કરશે અને તેની દીકરી તેને મળો એવું સાંભળતાંજ સોમદત્તને મ્હોટો ચમત્કાર લાગ્યો મુક્ત- માલા પણ તેના ભણી જોવા લાગી પછી સોમદત્ત બોલ્યો ભટજી મહારાજ તેનું વય કેટલુંછે અને તેનું નામ શું જે તમોને યાદ હોય તે કહો ભટજી બોલ્યો કે તેની પાસે હું આઠ દિવસ રહ્યો હતો હું સર્વ જાણુંછું તે ઘણો વૃદ્ધછે તેનું વય સુમારે પોણોસો વર્ષનુંછે તેને સર્વ તાત્યાસાહેબ કહેછે પણ તેનું નામ શાંતવર્મા એવું અમે સભળયુંછે તેની એકની એક દીકરી ખોવાઇછે તેથી તે દુઃખી થયોછે અમને પણ ખાન પાન આપીને તે પોતાની

દીકરી મળ્યાની ખબર પૂછતો હતો કોઈ પણ પંથી મળે તો તેનો મ્હોટો આદર કરીને તેને પણ તેમજ પૂછેછે. પરંતુ બીચારાને અદ્યાપિ પોતાની દીકરી મળી નહિ એવું સાંભળતાં મુક્તમાલાની આંખ્યોમાં પાણી આવ્યું તે જોઈને સોમદત્તે અણસારો કર્યો કે આ સમય રોવાનો નથિ પછી તેને બીજી મર પોતાનું મુખ કરયું પછી ઉંઘવાનો વિચાર જણાવીને સૂઈ ગઈ પછી સોમદત્તે તે ભટજીને પૂછ્યું કે તેમને છોડ્યાં તમને કેટલા દિવસ થયાછે અને તેહવે તહિંથી કેણી મગ જનારછે તે સાંભળીને તે બોલ્યો કે તેને છોડે અમને આજ આઠ દિવસ થયા તે મને યાત્રા કરવાને બે ચાર દિવસમાં નીકળવાને વિચાર હતો એવું સાંભળીને ભટજી બોલ્યો કે તમે આવડી ચોકશી કેમ કરોછો પછી તે બોલ્યો કે મારો બાપ તેમની સંગે યાત્રા કરવા ગયોછે માટે મેં ચોકશી કરી પછી તે બોલ્યો કે આઠકે ચાર દિવસમાં તે તમને આવીને બેટશે. એવું કહીને તેણે પૂછ્યું કે આ સ્ત્રી તમારી શી સગીછે. તે વારે તે બોલ્યો કે એતો મારી બેનછે તેને તેડવાને હું તેને સાસરે ગયો હતો પરંતુ દૈવજોગે ચોર મળ્યા એવું સાંભળીને તેણે પણ મનમાં ઘણું દુઃખ ધરયું પછી તેમને પાથરવાને તેણે એક પોતાની ગોદડી આપી પછી રાત્રિયે તે ઉંઘી ગયાં સોમદત્તે મુક્તમાલાને ઉંઘ આવી એવું જોઇને તે

ગોદડી તેના ઊપર ઓરાડી. પછી પોતે વિચાર કરતો હસ્યો. આપણી ખરીક વાત યાત્રિક લોકોને કહીશું તો તે આપણને સાથે લેઈ જશે પણ વિચાર કરતાં કરતાં કોઈને પણ ખરીવાત કહેવી નહિ એવો છેલો વિચાર કર્યો.

સવાર થતાં તે ધર્મ શાળાના લોક આપ આપણે માર્ગે ચાલ્યા તેવારે સોમદત્તે તે ભિક્ષુકને તની ગોદડી આપી પછી ઓળખાણ રાખજે એવું કહીને તે માર્ગે પડ્યા પછી સોમદત્તે બધી વાત મુક્તમાલાને કહી પછી શાંતવર્માની દુઃખકારક દશા સાંભળીને તેમને ઘણું માઠું લાગ્યું અને ક્યારે જઈ મળિયે એવું તેમને થઈ ગયું પછી સોમદત્ત બોલ્યો કે હવે શી તજવીજ કરવી પાસે એક પૈસો પણ નથિ પૈસાવિના તને ચલાવવી તે ઠીક નહિ પછી મુક્તમાલા બોલી મારા શરીર ઉપર જે કાંઈ ઉગરેલા દાગીના હોય તેને વેચીને આપણે અપણો નિભાવ કરીશું એવું કહીને પોતાના ગળામાંથી સોનાના મણકા કાડી આપ્યા અને ગળામાં મંગળ સૂત્રજ રહેવા દીધું. તે જોઇને તે રડવા લાગ્યો. પછી મુક્તમાલાએ તેને ઘણો સમજાવ્યો પછી તેણે ચઊટામાં જઇને મણકા દેખાડ્યા તો પોણોસો રૂપિયાના માલના ચાળીસ રૂપિયા આવવા લાગ્યા. પણ તેથી વધારે ઊપજયા નહિ ત્યારે તેટલા તેણે લીધા પછી તહિ

ભાડે

ઘોડું મળશે કે નહિ તેની તજવીજ કરી ત્યારે તહિના લોકો બોલ્યા કે આ ગામમાં ઘોડું મળશે નહિ તહિના એક માણસને ઘોડું વેચવાનું હતું તે બોલ્યો કે વેચાતું લેવું હોય તો એક ઘોડું છે તેમને ગરજ હતી માટે બાર રૂપિયા આપીને તે ઘોડું લીધું પછી કેટલાં એક વસ્ત્ર વેચતાં લીધાં અને ચોખા દાળ ઇત્યાદિ સામન વેચાતો લીધો પણ પાસે એક લોટા વગર વાસણ ન હોતું અને એ ગામમાં વાસણ મળતાં નહિ પણ ખોળ કરતાં એક વાણિયાના ઘરમાં એક તપેલી હતી તે બમણી કિંમત આપીને રાખી. તહિં રસોઇ કરીને બેહુજણ જમ્યાં પછી ઘોડા ઉપર જીન બાંધ્યું પછી ગોકુળ વૃંદાવનનો માર્ગ પૂછીને બેહુજણા ચાલતાં થયાં તે ઘોડું સવારથી તે સાંજ લગી ચાલે તો છગાઉ જતું હતું એ પ્રમાણે મજલ કરતાં તે એક મ્હોટી નગરીમાં આવ્યાં અને મુકતમાલા માટે એક અઢી રૂપિયાનુ લૂગડું વેચાતું લીધું અને પોતાને વાસ્તે દોઢ રૂપિયાની પાઘડી લીધી. અને એક બાર આનાનું ધોતિયું લીધું એવી જણશો વેચાતી લીધી તે લેતાં તેમને કેટલું દુઃખ થયું તે વર્ણન કરી શકાતું નથિ. જે સદાય મહા ઉત્તમ વસ્ત્ર પેહેરનારી તેને અઢી રૂપિયાનું લૂગડું લેતાં તેને કેવું લાગ્યું હસે તે વાંચનારાઓના મનમાં આવશે એજ પ્રમાણે દોઢ રૂપિયાની

પાગડી જોઇને મુકતમાલાના મનમાં ખેદ થવા માંડ્યો એમ કરતાં તેમને દશ રૂપિયા શીલક રહ્યા તેમને આગળ કેવો નિભાવ થશે તેની કાળજી તો હતીજ. બીચારા સોમદત્તને ઘોડાની ચાકરી કરવી પડતી હતી તે જોઇને મુકતમાલાના મનમાં જે દુઃખ થતું હતું તે કહી શકાતું નથિ તેને ચાકરની પેઠે કામ કરવું પડતું હતું અને ચાલવું પડતું હતું તેથી તે છેક થાકી જતો હતો. મુકતમાલા સવારે સાંજે બે ગાઉ ચાલીને સોમદત્તને ઘોડા ઉપર બેસારતી હતી. એ પ્રકારે તેમણે દશ દિવસ વાટ કાપી શાંતવર્મા આપણને કહિપણ મળશે એવી તેમના મનમાં આશા હતી પરંતુ પૂછ પરછ કરતાં તેની કોઈ વાત કહેતું નહિ જેને પૂછે તે અમને ખબર નથિ એવું કહેતા હતા. મથુરા વીસ બાવીસ ગાઉ રહી; એટલો માર્ગ ઓલંગવાને ચાર પાંચ દિવસ થાય એવું હતું. તે ધર્મ શાળામાં ભટજીના કહ્યા પ્રમાણે તે એટલે શાંતવર્મા મથુરે હશે એવું પણ નહતું પાસેની ખરચી ખૂટી રહેવા આવીછે, હવે આપણો કેઈ રીતે નિભાવ થશે એવી તેમને ચિંતા થવા માંડી.

એવી ચિંતા કરવાનો શો ઉપયોગ એવો વિચાર કરીને તેમણે ઇશ્વરનો ભરૂસો રાખ્યો પછી અગિયારમે દિવસે સાંયકાલે એક ગામ પાસે આવી પોહોંચ્યા. ઘોડું છેક થાકી ગયું તેથી તહિ આવતાં સાંજ પડી ગઇ. રાત્રિને વિષે ઘોડાને ચાર ચંદી આપવાનું કેમ બનશે

એ વિષે સોમદત્તે વિચાર કરવા માંડ્યો. ગામમાં જઈને ધર્મશાળા પૂછી તો લોકો બોલ્યા કે તમને હવે જગા મળશે નહિ. ધર્મશાળામાં એક સરદાર આવીને ઉતરયોછે. માટે તહિ હવે ખાલી જગા રહી હોય એવું લાગતું નથિ પરંતુ જઈને જુવો જો કહિ જગા હોય તો તમે બે જણ છો તે કદાપિ જગા મળે તો મળે એવું સાંભળતાં સોમદત્તને ઘણું દુઃખ થયું અને ઘોડો દોરીને તે ધર્મશાળા પાસે ગયો ધર્મશાળામાં ઘોડાં મેના સિપાઈ અને બોઈ એમનો છેકજ ગરદી તેમણે દીઠી. તે આવીને ઉતરતા હતા અને સામાન હાલ્યાદિક ગોઠવવાની ધામ ધુમ ચાલી રહી હતી. અંદરની બાજુએ દિવાનો પ્રકાશ દેખાતો હતો ચાકર લોકો અંદર સામાન લેઈને જતા હતા આ લોકોમાં આપણો નિભાવ થવો કઠીણછે એવું તેમને લાગ્યું પરંતુ તે શું કરે રાત્રિ તો કહાડવી જોઈયે. આપણે અહિંજ એક કોરે ઊતરીયે એવું મનમાં આણીને તેણે મુક્તમાલાને ઘોડા ઊપરથી હેઠે ઊતારી અને ઘોડાને એક થાંબલે બાંધીને પોટલી બાંધે મુકી પછી અંદર જઈને પોતાની જગા બોતી લેઈને અને બોજા આગળ મુક્તમાલાને બેસારીને ઘોડાની ઠઠ મઠ કરવા આવીશ એવા વિચારથી તેને હાથે ઝાલીને તે અંદર પેઠો અને જુવેછે તો એક બાજુએ દિવા બળેછે તહિ ઘણી ગરદી થઈ રહીછે

બીજી બાજુએ દીવા બળેછે તહિ સિપાઈ લોક આપ આપણો સામન મુકીને જગા સારી કરવા લાગ્યા હતા તેજ બાજુએ સોમદત્ત એક પડખે બેઠો અને પોટલી મૂકેછે તો કોણછે એવું એક સિપાઈ બોલ્યો પછી અમે વટેસરી છિયે એવો સોમદત્તે ઉત્તર દીધો તેવારે તે ધાંટો કહાડીને બોલ્યો કે આ સગલી જગા અમારે જોઇયે છિયે તમે બીજી મગ જાઓ એવું સાંભળીને સોમદત્ત નમ્રતાથી બોલ્યો સિપાઈ ભાઈ અમે આટલી રાત્રિએ બીજે કિયે ઠેકાણે જઇયે અને આ ધર્મશાળામાં તમે રહો અને અમે ન રહીએ એવું નથિ તે સાંભળીને તે સિપાઇને ક્રોધ ચડ્યો. અને તેણે આવીને સોમદત્તની પોટલી ફેકી દીધી. પછી એક ધક્કો મારીને બાહર જા એવું કહ્યું.

એવી તેની ખોટી ચાલ જોઇને મુક્તમાલાને ઘણો ક્રોધ ચડ્યો અને તે સિપાઈ સામું બોલી એવડો અમલ શામાટે કરેછે આ ધર્મશાળા કાંઈ તારી નથિ તે સાંભળીને તે ક્રોધી બોલ્યો કે અરે જા તારા જેવી તો મેં ઘણી દીઠીછે એવો તેમનો સંવાદ ચાલે છે એવામાં શાંતવર્મા હાથમાં પાનસ ઝાલીને બહિ દિશા જવાને દરવાજા પાસે આવ્યો હતો તેણે એ- સંવાદ સાંભળ્યો પછી પૂછ્યું કે શુંછે શાનો ઝગડો ચાલેછે તે વારે તેમનો દયાલુ, સ્વભાવ જાણીને તે

મણે કાંઈ ઉત્તર દીધો નહિ સોમદત્તે તે શીપાઇયે ફેંકી દીધેલી પોટલી ખાંધે મૂકી હતી પછી સિપાઇની દુષ્ટ વર્ત્તણુંક તેમને સંભળાવવાને તે પાસે ગયો અને તેજ વાસ્તે મુક્તમાલા પણ પાસે આવી એ બેહુને જોઇને તેણે ફરીથી શુંછે એમ પૂછ્યું એ બેહુજણ શાંતવર્માને જોઇને તસ્બધ થઈ ઊભાં રહ્યાં એકના પણ મુખમાંથી અક્ષર નિકળ્યો નહીં સોમદત્તના ખાંધ ઉપરની પોટલી હેઠે પડી ગઈ તે જોઇને શાંતવર્માને મ્હોટો ચમત્કાર લાગ્યો પછી તમે કોણછો? બોલતાં કેમ નથિ એવું ફરીથી તેણે પૂછ્યું. તે સાંભળીને મુક્તમાલા તેની પાસે દોડી, તે જોઇને તે પાછો હઠવા લાગ્યો અને બોલ્યો આ આમ કેમ કરેછે ગાંડી બાંડી થઈ છે કે શું? એવું કહેછે એટલામાં મુક્તમાલા જઇને બાઝી પડી અને બોલી કે બાપા તમે મને ઓળખતા નથિ કે શું એવું તે બોલીછે એટલામાં સોમદત્તપણ બોલ્યો તાત્યા આ મુક્તમાલા તમે તેને કેમ ઓળખી નહિ એવાં અમ્રતના જેવાં બેહુનાં વચન સાંભળીને શાંતવર્માનો આનંદ ત્રિભુવનમાં માય નહિ એવો થયો. પછી તેને પેટસાથે દાબીને તે બોલ્યો અંધારૂંછે માટે મે તમોને ઓળખ્યાં નહિ એવી તમારી અવસ્થા શાથી થઈ તે સાંભળીને તે ઉંચેસ્વરે રોવા લાગી અને બોલી બાપા મને તે દુષ્ટે દુઃખ દીધું તે દીધું મારૂં કાળજું દુઃખથી કપાઈ ગયું તમોને મળ-

વાને હું વંચી એટલું મ્હોટું ભાગ્યમાનુંછું. એવું તે બોલેછે એટલામાં ભાગ્યશીલા મુક્તમાલાની સાસૂ અને આશ્રિત મંડળી એકઠી થઈ તેના દીન શબ્દ સાંભળીને સહુને રડવું આવ્યું મુક્તમાલા પોતાની માને બાઝીને રોવા લાગી. સોમદત્ત દીન જેવો થઈ રડતોજ ઉભો રહ્યો તેને શાંતવર્માપણ પેટ સાથે દાબીને રોવા લાગ્યો એવો એકજ કોલાહલ થઇને પછી સહુ છાનાં રહ્યાં.

એમ કરતાં કેટલીએક વાર વીતી ગઈ મુક્તમાલા અને સોમદત્ત વચે હતાં અને સહુ આસપાસ બેઠાં હતાં શાંતવર્માએ દીવો મગાવ્યો. પછી વચ્ચે દીવો આણીને મૂકતાંજ તે બેહુનાં શરીર દૂબળાં થઈ ગયેલાં જણાયાં મુક્તમાલાએ અઢીજ રૂપિયાંની સાડી પેહેરી હતી અંગઉપર એક મણકો પણ હતો નહિ ચોળીપણ ફાટલી પેહેરી હતી તાપથી અને જીવ સાટાનાં સંકટથી તેનાં રૂપ એટલાં બદલાઈ ગયાં હતાં કે સાધારણ પરિચય વાળાથી ઓળખાતાં પણ ન હોતાં સોમદત્તની પણ મુક્તમાલાના જેવી આવસ્થા થઇ હતી માથા ઊપર ડોઢ રૂપિયાની પાઘડી અને અંગઉપર હલકું અને ફાટલું ધોતિયું હતું તેથી તે એક ગરીબ જેવો જણાતો હતો એવી તેની અવસ્થા જોઇને શાંતવર્માને ઘણું માંઠું લાગ્યું પછી તેણે બેહુજણને પૂછ્યું કે તામારી આવી દશા કેણે કરી એવું સાંભળીને સહુ દુઃખ આગળ

આવીને ઉભાં રહ્યાં પછી ઉંચેસ્વરે રોવું મૂકીને મુકત-માલા બોલી કે બાપા એ સહુ શુકલાક્ષનું કામછે તમે ન્હાનપણથી તેને લડાવીને પાળ્યો તેણે તે ઉપકાર રેડયો. એવું સાંભળીને શાંતવર્માને મ્હોટું આશ્ચર્ય લાગ્યું અને બોલ્યો કે તું શું કહેછે શુકલાક્ષે તને કેમ દુઃખ દીધું તે કહે. જે દુઃખ દીધું હોય તે મને અથથી તે ઇતિ લગી કહે પછી તે બોલી કે શુકલાક્ષેજ મને આટલું બધું દુઃખ પાડ્યું એક બે વારતો તે મને ઠાર મારવાને આવ્યો હતો પણ ઇશ્વર કૃપાથી હું તમોને મલવાને વંચી ગઈ મારી પેઠે સોમદત્તે પણ ઘણું દુઃખ વેઠ્યુંછે એક દુઃખથી છૂટી એટલે બીજા દુઃખમાં આવી પડી તહિથી આ સોમદત્તે મને છોડાવી એવું બોલેછે એટલામાં તેને પોતાના બાળકની યાદ આવી પછી શું ઉંચોસ્વર કહાડીને બોલી બાપા મારૂં ચાર મહિનાનું સોના જેવું બાલક શુકલાક્ષે લીધું હવે હું એને કહિ જોઉં તેને દયા કહિથી આવે તેણે તેનો પ્રાણ લીધો હશે અરે કમલાક્ષ તું ક્યાંછે. એમ કહીને તે રડવા લાગી તે સાંભળીને શાંતવર્મા અને ભાગ્ય-શીલાદિક પણ રોવા લાગ્યાં પછી શાંતવર્માએ પોતાનો શોક મટાડીને તેને પેટ સાશે દાબી અને માથે હાથ ફેરવીને બોલ્યો કે હવે તું કાંઈ શોક સંતાપ કરીશ નહિ જે થયું તે થયું હવે તેનો પશ્ચાત્તાપ કરવો યોગ્ય નથિ.

શાંતવર્માને મુક્તમાલા મળી તેથી ઘણો આનંદ થયો, પરંતુ દીકરો અવતરીને તેની ખોટી હાલત થઈ તેથી તેને તેવુંજ દુઃખ થવા લાગ્યું એ સહુ અનર્થ શુકલાક્ષે કર્યો એવું સાંભળીને તેને સર્વાંગે આગ ઉઠી એટલામાં ત્રીજી ચિંતા તેના મનમાં આવી તે એકે આ વેળાએ તેને પતિની વાત કહીશું તો તે ઘણો પશ્ચતાપ કરશે પરંતુ ન કહેવું એ પણ ઠીક નહિ કારણ તેને આજથી દશ દિવસ લગી અશૌચ પાળવું જોઇયે માટે ખચિત કહેવું જોઇયે એવું મનમાં આવ્યું પણ તેનાથી તે કહી શકાયું નહિ એવા વિચારમાં તે છે એટલામાં મુક્તમાલાએ તેને પૂછ્યું કે જયપુર ભણીની શી ખબરછે એવું સાંભળતાંજ તેણે નીચું માથું કર્યું ભાગ્યશીલા અને મુક્તમાલાની સાસૂ એમણે હાંકારા કરીને ઉંચેસ્વરે રડવાનો આરંભ કર્યો. તે જોઇને તે મનમાં સમજી પછી તેણે જે શોક કર્યો તે કહી શકાતો નથિ તેની સાથે સર્વે શોકમાં નિમગ્ન થયાં તે દુઃખ મનમાં આણતાં સોમદત્તના કાળજામાં ધાશકો પડ્યો મુક્તમાલાનો શોક કેમે કર્યો મટતો નથિ. પછી સોમદત્તે આગળ થઇને તેને પેટ સાથે દાબી. અને મુખ ઉપર હાથ નાખીને આંખ્યો લૂછીને બોલ્યો બાઈ હવે શોક કેનાઉપર કરીશ. હવે આટલું થયાથી તને સુખ થશે એવું કહી શકાતું નથિ. તને શું કહીને

સમજાવું તે મને સુજતું નથિ તો આ તારાં વૃદ્ધ મા બાપ ભણીજો. શોક કરતાં તેમનાં છેક હાડકાં માત્ર ઉગર્યાંછે. હવે કાંઈ ઉપાય નથિ તારા સુખનાં મૂળ તે દુષ્ટે ઉખેડ્યાં પરંતુ શું કરે? તું વિચાર વાળીછે તો સર્વેને થોડું ઘણું સુખ આપવું તારા હાથમાંછે- એવું સાંભળીને તે હળવે હળવે બોલી સોમદત્ત તું કહેછે તે સહુ મારા ધ્યાનમાંછે પરંતુ શું કરૂં પેટમાંથી ઊપરા ઊપરી ઉછાળા આવેછે તે મારાથી પાછા ઠેલાતા નથિ મારા મનમાં પ્રથમ એવું આવ્યું હતું કે જે મારો પ્રાણ લેવાને એટલો યત્ન કરેછે તે તેનો પ્રાણ લેવાને કદાપિ ચુકશે નહિ છેવટ તે દુષ્ટે તેવુંજ કર્યું હુ મરતાં મરતાં આવી વાત સાંભળવાને કેમ ઉગરી? મારો કમલાક્ષ પણ ગયો હવે હું શું કરૂં સોમદત્ત તેની મારા ઉપર કેવી પ્રીતિ હતી તે મને કેવાં પ્રિય વચ્ન નથી બોલવતા હતા તે હવે સર્વ સમાપ્ત થયું એવું સાંભળતાં સર્વનાં અંતઃકરણ ગભરાઈ ગયાં પછી સોમ દત્ત બોલ્યો હવે તે કાંઇ મનમાં આણીશ નહિ. હવે અમારા ભણીજો તારૂં દુઃખ જોઇને અમારી કેવી અવસ્થા થઇછે તે મનમાં આણ એમ અનેક પ્રકારે તેણે તેને શાંત કરી પછી પ્રાતઃકાળ થયો સર્વ રાત્રિ એ દુઃખમાંજ નીકળી ગઇ.

પ્રાતઃકાળ થયો જાઇને હળવે હળવે સર્વે ઉઠીને પોત પોતાને કામે લાગ્યાં સર્વ જણાંએ સ્નાન કરયું. મુક્તમાલાએ મંગળ સ્નાનની સમાપ્તિ કરી. ઘણા માસથી ન્હાઇ ન હોતી તથા ઘણા માસથી ચોળીને ન્હાઈ ન હોતી અને ચોટલો પણ ચોળચો ન હોતો સર્વ પ્રકારે તે દુઃખિત થઇ હતી. તેની દીન વાણી સાંભળીને સહુનાં અંતઃકરણ દુઃખીત થયાં આ શૌચથી તે એક મગ બેશી રહી અને ભોજન કાળે ભોજન કરીને તે સંતાપ કરતી એક ઓરડીમાં જઇ સૂતી તેને હવે બીજું કાંઈ દુઃખ ન થાય એટલામાટે શાંતવર્માએ સોમદત્તને એક મગ બોલાવીને સગળી વીતેલી વાર્તા પૂછી લીધી સોમદત્તે અથથી આરંભીને ઇતિ લગી સગળી વાત કહી ઘરમાંથી તે બાહર પડતાં જે જે તેને દુઃખ પડ્યું. તેને તેણે સગળું માંડીને કહ્યું તે સાંભળતાં સહુ લોકોને આશ્ચર્ય લાગ્યું અને રવાં ઉભાં થયાં. અને આંખ્ય-માંથી આસુની ધારા ચાલી. એવા સંકટમાંથી મુક્તમાલા વંચી તે પૂર્ણ ભાગ્યજાણવું એવું સહુ કોઇ કહેવા લાગ્યા. શુક્લાક્ષનું ઘોર કર્મ સાંભળીને શાંતવર્માનું સર્વાંગ તપી ગયું અને બોલ્યો મે બાલપણથી ઉછેરીને મ્હોટો કરયો અને અનેક ઉપકાર કસ્યા તે તેણે ફેંડ્યો. આજ મારૂં વય પોણોસો વર્ષનું થયું પણ આવો કૃતઘ્ન પુરૂષ મારા જોવામાં અને સાંભળવામાં કોઇ પણ આવ્યો ન હતો

અરે એ કેવો નિર્દય માણસ કે એવાં ઘાતુક કામ કરીને મારી પાસ આવીને ગંભીર થઇને રડતો અને મને સારૂં મનવતો એવો એ ઠગ માણસ છે. વારૂં મેતો તારો ધર્મ કર્યો તેણે મારો એવો અપરાધ કર્યો તેનું તેને ઇશ્વર શાસન કરશે એમાં સંશય રાખવો નહિ એવું બોલતાં સાયંકાળ થયો. મુક્તમાલા ઉઠીને ઓરડીમાં ગઇ તેણી મગ જોઇને સર્વના મનમાં આવ્યું કે એણે તે ગુહામાં અને બેટમાં એકલાં કેમ દિવસ કહાડયા હશે ધન્ય તેની છાતીને એવું કહીને સહુકો પોત પોતાના મનમાં આશ્ચર્ય માનવા લાગ્યાં અને શુક્લાક્ષનાં કૃત્ય મનમાં આણીને તે કાળપુરૂષજ છે એવું તેમને લાગ્યું એ પ્રકારના દુઃખમાં આ શોચમાં તે ધર્મશાળામાં દશ દિવસ કાહાડયા અગીયારમે દિવસે સ્નાન કરીને મુક્ત-માલા છૂટી થઇ પછી ભાગ્યશીલા બોલી કે મુક્તમાલા તું કાંઇ અંગઊપર અલંકાર ધારણ કર પછી મુક્તમાલા બોલી કે બે દિવસનું કોરૂં સૌભાગ્ય મારે શામાટે જોઇએ. એમ કહીને તેણે ઉંચાં વસ્ત્રપણ ન પેહેરતાં હલકાં વસ્ત્ર પેહેર્યાં. તે જોઇને સહુકોને માઠું લાગ્યું પણ કોઇએ તેને કાંઇ કહયું નહિ શાંતવર્માની તીર્થયાત્રા સમાપ્ત થઇ એટલે તે બીજે દિવસે ઘર ભણી જવાને માર્ગે પડયા.

સુમારે સાત આઠ દિવસ લગી માર્ગ કાપતાં સહુ

કઠલો એક તીર્થમાં આવ્યો તહિ ઉપાધ્યાયે મુકતમાલાનું મુંડણ કરાવવા શાંતવર્માને કહ્યું તે સાંભળીને તે વાત કર્તવ્યતો ખરી, પરંતુ તેને ઘણી માઠી લાગી મુકતમાલાને એ વાત કહેતાં સહુકોને પણ ગમ્યું નહિ. બીજે દિવસે પ્રાતઃકાળે એ વાત કરવીછે ત્યારે તેને કહીશું એવો વિચાર કરીને સહુકો સુઈ ગયાં મુકતમાલા તે-મની છાંની વાત સમજી ગઈ પછી તેને મુદ્દલ ઉંઘ આવી નહિ. તેના મનમાં આવ્યું કે આપણે જન્મીને શું કર્યું કિયું સૌભાગ્ય ભોગવ્યું સમજણ આવ્યા પછી થોડાજ દિવસ સુખમાં ગયા એવું તેના મનમાં આવ્યું હવે આખો જન્મ દુઃખમાં કાઢવો પડશે એવું વિચારીને તેને ઘણું માઠું લાગ્યું કોઇપણ હાંસ પુરી થઈ નહિ. નાનાપ્રકારના દાગીના ઉંચાં વસ્ત્ર સૌભાગ્યવંતીઓના ટોળામાં બેસવું પોતાને ઘેર છોકરાં પરણાવવાનો ઊત્સવ નાના પ્રકારનાં વ્રત કરાવાં ઇત્યાદિ સહુ કામથી હું છુટી પડી. હવે હું કોઇને સાંમી મળીશ તો અપશકુન થયા એવું કહીને મને તિરસ્કાર કરશે એવા દિવસ હવે મને પ્રાપ્ત થશે એથી પતી સાથે બળી મરવાનો પ્રસંગ આવ્યો હોત તો ઘણું સારૂં હતું. મારો કમલાક્ષ હોત તો પણ ઘણું સારૂં લાગત હવે ઊતાવળો આપણો નાશ થાય તો ઘણું સારૂં એવું તેને લાગ્યું એવી ચિંતામાં આખી રાત્રિભર તેને ઉંઘ આવી નહિ.

પ્રાતઃકાળ થતાંજ સહુ ઉઠીને આપઆપણા નિત્ય કૃત્યમાં લાગ્યા. મુકતમાલાનું મુખ જોઇને તેને આજનો વિચાર જાણવામાં આવ્યો હશે એવું શાંતવર્માએ અનુમાન કર્યું. તેનું મુખ તે દુઃખથી સૂકાઇ ગયું તેની મા સાસૂ ઇત્યાદિ આશ્રિત મંડળીની આખોમાંથી આસુની ધારા ચાલી. શાંતવર્મા જે ધર્મશાળામાં ઊતર્યો હતો તેની સામી એક પડાળી હતી તેમાં કેટલાએક વૈરાગી ઊતરયા હતા. તેમને તેનું દુઃખ જોઇને ઘણું માઠું લાગ્યું પછી તેમાંનો એક વૈરાગી આવીને શિપાઇયોને પૂછવા લાગ્યો કે આ સહુ માનસો શામાટે દુઃખિત થાયછે પછી તે બોલ્યો કે બાવા તે દુઃખ મારાથિ કહી શકાતું નથિ અને કહું તો તેનો શો ઉપયોગછે પછી વૈરાગી બોલ્યો મને કહો તો તમારૂં દુઃખ મટાડું. એવું સાંભળીને શાંતવર્મા તેની આંખ્યો ભણી જોવા લાગ્યો અને સોમદત્ત ભાગ્યશીલા ઇત્યાદિ સહું તહિ એકઠાં થયાં સોમદત્તે તેના સર્વાંગ નિહાળીને તમારૂં નામ શું એવું બાવાને પૂછ્યું તેણે મારૂં નામ બાવો એવું કહ્યું પછી તે બોલ્યો કે અમે દુઃખથી પીડાયલાં છિયે માટે આમોને ઉતાળથી કહો તો ઘણું સારૂં એવું સાંભળતાંજ તેની આંખ્યોમાંથી પાણીની ધારા ચાલી અને તેણે શાંતવર્માના ચરણમાં માથું નમાવ્યું તેને પણ પૂર્વે થોડો સંશય આવ્યો હતો પછી ઊચકીને

તેણે છાતી સાથે દાબ્યો. એટલામાં તેની મા દોડી આવી અને ધનશંકરને પેટ સાથે દાબ્યો પછી સર્વે દુઃખ સંભારીને વિલાપ કર્યો તે સાંભળીને તેને પણ તેવોજ શોક થયો પછી તેણે અનેક પ્રકારના ઉપદેશ પરવાનો કહીને સહુને શાંતવન કરયાં. મુકતમાલાનું મુખ તેજ વગરનું થઈ ગયું હતું તે તેને જોઇને તેજવાળું થયું મુકતમાલા પોતાના સ્વામીનું મુખ જોઇને પોતાને વીતેલું બધું દુઃખ વિસરી ગઈ. ધનશંકરને જોઇને સહુકોને આનંદજ આનંદ થઈ રહયો પછી તે દિવસે ધનશંકરે પોતાની જટા ઉતરાવી પછી ચાકરોએ પીઠી ચોળીને સ્નાન કરાવ્યું. પછી ઉત્તમ વસ્ત્ર પેહેરતા તે સુશોભિત જણાયો. મુકતમાલાએ પણ નાના પ્રકારના વસ્ત્રાલંકાર ધારણ કરયાં. પછી શાંતવર્માએ તહિના ગરીબ લોકોને બે હજાર રૂપિયાનું દાન આપ્યું અને પાંચ પકવાન્ન સહિત રસોઇ જમાડીને સહુકોને તૃપ્ત કરયાં. એ વેળાએ જે આનંદ થયો તેવો આનંદ મુકતમાલાના લગ્નમાંપણ થયો ન હોતો.

ભોજન જમાડીને સહુકોને પાન સોપારી આપી અને ગુલાબ જળ છાંટયું એટલે તહિની સહુ મંડળી પોત પોતાને ઘેર ગઈ પછી ધનશંકરની વાતો સાંભળવાને સર્વે ઉત્સુક થયા મ્હોટા સંકટમાં ધનશંકર જીવ તો કેમ રહયો તે જાણવાનો સર્વેના મનમાં

વિચાર હતો પછી ધનશંકરે પોતાની વાત કહેવાનો આરંભ કર્યો. તે બોલ્યો કે શુકલાક્ષના સપાટામાંથી તમે સહુ વંચશો એવી મને આશા ન હોતી; પરંતુ તમને જોઇને ઇશ્વરનું કૌતુક ચમત્કારિક છે એવો મને દૃઢ નિશ્ચય થયો. તેણે સર્વ કુલક્ષય કરવાનો વિચાર કર્યો હતો પરંતુ જગદીશની દયાથી આ આનંદનો દિવસ નજરે પડ્યો. બંડવાલાના સંકેતની વાત મે કરી હતી. પણ શુકલાક્ષે રાજાને ઉલટું સમજાવ્યું. અને મારા રૂમાલમાંથી અને ગુંઝામાંથી જે ચીઠીઓ નીકળી તે ફતેસિંહ પાસે તેણેજ અણાવીને મૂકી હશે પાછ-ળથી વિચાર કરતાંજ મે નક્કી કર્યું હતું પણ તે વાતનો કાંઈ ઉપાય ચાલ્યો નહિ. તેનું કૃતઘ્નપણું બંદિખાનામાં પડ્યા પછી મને સારી પેઠે જણાયું તેમાં તેણે જે મારા માઠા હાલ કર્યા તે હું તમને કહું તો દુઃખજ ઉપજે માટે એકજ વાત કહુંછું. રાત્રિ દિવસ ઓડવા પાથરવાના વસ્ત્રાદિક વિના મને ઘણી પીડા પડી અને ટાડ તથા માકણ ચાચડથી હું પીડાયો તેવારે દીન વાણી વડે તેની પાસે મે એક ધોતિયું માગ્યું તેવારે તે કદાપિ ટાડ લાગશે નહિ એવી અવસ્થા હું ઉતાવળથી કરીશ એવું બોલ્યો એવા તેના કઠોર શબ્દોથી મારા અંતઃકરણમાં ઘા પડ્યાછે. તે અદ્યાપિ રૂઝયા નથિ એવું સાંભળતાં સહુકોનાં રૂવાં ઉભાં થયાં મુકતમાલા

સાંભળતી હતી તેની પણ તેવીજ અવસ્થા થઇ. પછી બોલ્યો કે એક દિવસે મને અફીણ ખવરાવીને રાત્રિયે એક પછેડીમાં ગાંસડી બંધાવી અને નદીના ધરામાં મને ફેંકી દેવરાવ્યો. પણ ઇશ્વરને મારાઉપર દયા આવી તહિ પાસેજ કોળી લોકો માછલાં મારતા હતા તેમણે કોઇયે જીવ આપ્યો એવું કહીને મારી ગાંસડી બાહર કહાડી અને શગડી કરીને મને શેકીને સચેતન કર્યો. મને ઓળખતાંજ તેમને મ્હોટી દયા આવી પછી આ વાત કોઇને કહેશો નહિ એવું મે તેમને કહ્યું ચાલવાની શક્તિ પણ મારા શરીરમાં રહી ન હોતી એવી મારી અવસ્થા થઈ હતી તે લોકો એક ગાઉપર ગામડું હતું તેમાં રહેતા હતા પછી તેમણે ઉચકીને મને પોતાને ઘેર લેઈ ગયા તે દૃષ્ટને આ વાત જો જણાશે તો તે મારો પ્રાણ લેશે એવો મારા મનમાં ડર હતો પણ તે લોકો સારા માણસ હતા તેથી તેમના ઊપકાર ભૂલાય એવો નથિ તેમણે કોઇને પણ વાત કહી નહિ હું હીડું અને ફરૂ એવો થતાં મને ચાર પાંચ મહિના લાગ્યા. ત્યાંલગી તેમણે મારી સારીપેરે ચાકરી કરી. મારે હાથે તેમનો ઉપકાર ક્યારે થશે એની હું વાટ જોઉછું. પછી તહિથી મનમાં મ્હોટી આશા રાખીને હું ઇરાવતીમાં ગયો; પરંતુ તહિ તમોને દીઠા નહિ તેથી ઘણું દુઃખ થયું. કહિ શોધ

જડ્યો નહિ એવું જાણીને ત્રાસથી તમો તીર્થ યાત્રા કરવા નીકળ્યા એવું સાંભળ્યું તેવારે ચિત્તમાં ઘણો પશ્ચાત્તાપ થયો તે વેળાએ મને લાગ્યું કે કોળિઓ-એ મને ઘરમાંથી બાહર ન કહાડ્યો હોત તો ઘણું સારૂં. પછી ઘરમાં ન પેસતાં બાહરથીજ ચાલી નીકળ્યો અને પૂર્વે દીઠેલો વેષ ધરીને ફરતાં ફરતાં મ્હોટા ચમત્કારિક સમયમાં આપનો મેલાપ થયો એવાં જમા-ઇનાં વચન સાંભળીને શાંતવર્મા શાંત થયો અને બોલ્યો. ઇશ્વરને મારી ઊપર દયા આવી તેથી તેણે આવી વેળા મને દેખાડી નહિ તો તમારી ભેટ મને જો બે ત્રણ દિવસમાં ન થઈ હોત તો દુઃખનો પાર રહેત નહિ મારી મુકતમાલાએ અને મારા સોમદત્તે જે સંકટ સહ્યું તે કહી શકાય એવું નથિ હળવે હળવે સર્વ તમારે કાંને પડશે. આજ તમારો મેળાપ થયાથી પાછળનું સહુ દુઃખ મટી ગયું. પરંતુ એક કમીછે તે પૂર્ણ થાય તો મારા જેવો ભાગ્યશાલી કોઇજ નહિ એવું કહેતાં ડોસાની આખ્યમાં પાણી આવ્યું. તે જોતાં સહુકોને દુઃખ થયું તે જોઇને ધનશંકરે અનુમાન કર્યું કે આપણે બાલક અવતરીને મરણ પામ્યું, પરંતુ લાજથી તેનાથી પૂછાયું નહિ. એટલામાં સાંજ પડી એટલે સહુ દેવદર્શન કરવાને નીકળ્યાં.

તે દિવસની રાત્રિયે જેવારે ધનશંકર અને મુકત-

માલાને જે આનંદ ઉપજયો તે કહી પણ શકાય નહિ. તેણે મ્હોટા પ્રેમથી તેને ગળે બાથ ભીડી અને બાહેર કોઈ સાંભળે નહિ માટે હળવે હળવે રડવાનો આરંભ કર્યો. ધનશંકરને પણ થોડું થોડું રડવું આવ્યું પણ તેણે પોતાનો શોક છાંનો રાખીને મુક્તામાલાને સમજાવી અને પોતાના ધોતિયાવડે મુક્તમાલાનાં આસુ લુછીને કહ્યું કે હવે કાંઇ શોક કરવો નહિ. તારી આવી દશા જોઇને મને જે દુઃખ થાયછે તે મારાથી કહી શકાતું નથિ. હવે જે થયું તે થયું હવે તો આનંદમાં રહેવું પ્રથમથી જે વાત બની તે હવે મને માંડીને કહે. પછી મુક્તમાલાએ તે વાત કહેવાનો આરંભ કર્યો. વાત કહેતાં તે દુષ્ટ કમલાક્ષને હરી ગયો એ વાત કહેવામાં આવી એટલે તેનો કંઠ ભરાઈ ગયો. મુખમાંથી એક વેણ પણ ઉચ્ચરાયું નહિ એવી આવસ્થા થઇ ધનશંકરને તો એ વાતનો આરંભ ચાલ્યો તે વારથી આંખ્યોમાંથી પાંણી વહેતું હતું. પણ બેહુજણે સંપ કરીને પોતાનો શોક આવરીને વાત ચાલતી કરી ને સમાપ્ત કરી તે સાંભળીને ધનશંકરને સર્વાંગે સંતાપ થયો. હવણાજ શુકલાક્ષ અને ભદ્રાક્ષને ઠોર મારૂં એવું તેણે ધાર્યું પણ શું કરે તેનો લાગ તો આવ્યો જોઇયે. પછી આવેશથી બોલ્યો કે શી ચિંતાછે આગળ જતાં હું

એમની ખબર લેઇશ. એ પ્રકારે તે બેહુ વાત કરેછે એટલામાં પ્રાતઃકાળ થયો.

અજવાળું થયું એટલે સહુજણ પોતપોતાના કામમાં લાગ્યા ધનશંકર દાતણ કરીને આવેછે એટલામાં શાંતવર્મા તેની વાટ જોઇને બેઠો હતો તેને નમસ્કાર કરીને તે પણ પાસે બેઠા પછી શાંતવર્માએ કહ્યું કે હવે કેમ કરવું રાજરીતિતો પૂર્વે પ્રમાણેજ ચાલથી હશે માટે તહિં જવું નહિ અહિંજ કહિક સુખમાં દિવસ કહાડવા એ વિચાર મને ગમેછે એવું સાંભળીને ધનશંકર બોલ્યો કે હવે આપ કાંઈ ચિંતા કરશો નહિ થઈ વાતનો કોઈ પ્રકારે ન્યાય કરીશ હવે એ વિષે મારે વિચાર કરવોછે. શાંતવર્માને તેના ડાપણની ખાત્રી હતી માટે તેણે તેના વચન ઉપર વિશ્વાસ આણ્યો. પછી ભોજન કરીને તેઓ માર્ગે ચાલ્યા. માર્ગ કાપતાં પંદર દિવસ થયા એટલે એક દિવસે પ્રાતઃકાળના નવ વાગતાં ભોજન કરવાના વિચારથી તેમની અશ્વવારી એક નદીના કાંઠાઉપર ઊતરી તહિં બીજા પણ કેટલાએક વટેસરી ઉતરયા હતા. તેમા બે ચાકરો પાલણાં આગળ બેશીને છોકરાને રમાડતા હતા તે વેગળેથી મુકતમાલાએ દીઠું તે છોકરો સુમારે સવા વર્ષનો હતો મુકતમાલા તેની પાસે ગઈ અને તેને નિરખી જોતાં આપણો આવોજ છોકરો હતો એવું તેને લાગ્યું. તેવારે

તેની આખ્યોમાં પાણી આવ્યું અને સ્તનમાં પાનો ચડયો. એ ઠેકાણે શાંતવર્મા અને સોમદત્ત પણ આવ્યા ચાકરો છોકરાને બેલાવતા હતા પણ તેને ઘણી ભૂખ્ય લાગી હતી માટે તે રડતો હતો તે જોઇને મુક્તમાલાના પેટમાં દયા આવી પછી તેણે તે ચાકરોને પૂછ્યું કે ભાઇયો આ છોકરાની મા કહિંછે. તે સાંભળીને તે-ઓ બોલ્યા કે એને એની મા પાસેજ લેઈ જઇયે છિયે. એવી તેમની વાતચિત્ત થાયછે એટલામાં ગુલાબસિંહ હાથમાં દૂધનો લોટો લેઇને તહિં આવ્યો તેને જોતાજ મુક્તમાલાને અતિશય આનંદ થયો; પરંતુ આ છોકરો આપણો એવી તેને પકી ખાત્રી થઈ ન હોતી તે પાસે આવ્યો અને છોકરાને રડતો દેખીને બોલ્યો કે બાઇસાહેબ શું જુવોછો તમારો છોકરો ભૂખ્યો થયોછે તેથી રડેછે તેને તમે ઉચકીલ્યો. એવા તેના અમૃતના જેવા શબ્દ સાંભળીને તેણે ઉચકીને પેટ સાથે દાબ્યો અને તેને પાનો ચડ્યો હતો માટે તેના મુખમાં સ્તન ઘાલ્યો. એટલામાં હસતો હસતો ધન-શંકર પણ તહિં આવેછે એવું જાણીને તે લાજી અને તેને પેટ સાથે ધરીને મેનાને ઓઠે જઈ બેઠી.

અહિં ગુલાબસિંહે મ્હોટી નમ્રતાથી શાંતવર્મા અને સોમદત્તને સલામ કરી અને આગળ જોયું એટલે પોતાનો દયાળુ ધણી આવતાં દીઠો તે વેળાએ તેને અતિશય

આનદ ઊપજ્યો અને દોડતો જઇને તેને પગે માથું નમાવી રડવા લાગ્યો પછી ધનશંકરે તેને ઉચકી પેટ સાથે દાબીને બોલ્યો હવે શામાટે શોક કરેછે તારા રૂડા સ્વભાવથી મે સારા દિન દીઠા તારો ઉપકાર આ જન્મમાં તો મારાથી વાળી શકાશે નહિ આજ તારા સમાગમથી જે આનંદ ઉપજ્યોછે તે કહિ શકાતો નથિ પછી તેણે છોકરો મળાની વાત માંડીને કહી પછી બોલ્યો કે હું છોકરાને દ્વારાવતી લેઇ જતો હતો પરંતુ મધ્યે ઇશ્વરેજ આ દિવસ દેખાડ્યા હવે મારા જીવને નિરાંત થઇ. હું આ છોકરાને લેઇને હિમ ખીમ દ્વારાવતીમાં કેમ કરી પોચીશ એ વિચારમાં મને ચિંતા થતી હતી. એવું કહ્યું તે સાંભળીને તેના સદ્‌ગુણની સહુ સ્તુતિ કરવા લાગ્યા પછી શાંતવર્માએ તેને બશેર સોનાનાં કડાં અને મ્હોટી પાઘડી તથા શેલું તુષ્ટિદાનમાં આપ્યું અને તેની સાથે જેટલા માણસ હતા તેમને પચાસ પચાસ રૂપિયા આપ્યા.

મુક્તમાલા પોતાના છોકરાને રમાડતી હતી એટલામાં તેની સાસુ અને તેની મા એ બેહું તહિ આવ્યાં અને તે મદન જેવા છોકરાને જોઇને આપણને આજ ઇશ્વરજ મળ્યા કે શું એવું તેને લાગ્યું. પછી તેના મુખઉપર હાથ ફેરવીને મ્હોટા પ્રેમથી ચુંબન કરવા માંડ્યું. છોકરો કાંઇ સમજતો ન હોતો પણ તે ગાલોમાં હાસવા લાગ્યો

તે જોઇને તેમને મ્હોટું કૌતુક લાગ્યું એવા આનંદમાં તેઓછે એટલામા સોમદત્ત તહિ આવ્યો અને મ્હોટા આનંદથી છોકરાને લેઇને ખેલાવતો ખેલાવતો શાંતવર્મા પણ તહિ આવ્યો તે ડોસાને વિલક્ષણજ આનંદ થયો હતો પછી તે છોકરાને ખોળામાં લેઇને ચપટીઓ વગાડીને ખેલાવવા માંડ્યો. પછી તેનું હાસ્યવદન જોઇને તેના પેટમાં આનંદનો ઊભરો ચડવા માંડ્યો થોડીકવાર પછી છોકરાને ભૂખ લાગી તેથી તે રડવા માંડ્યો પછી શાંતવર્માએ પોતેજ લેઇને મુક્તમાલાને આપ્યો. તે વેળાએ તેનું પ્રફુલ્લિત વદન જોઇને તેને અતિશય સુખ થયું. પછી તેણે છોકરાને ધવરાવ એવું કહ્યું. તે દિવસે સહુનાં અંતઃકરણ પ્રસન્ન થયાં પછી ભોજન કરીને તહિથી નીકળ્યા પછી મ્હોટા આનંદમાં એક બે દિવસમાં ઇરાવતીમાં પોચ્યા.

અહિં ભયાનક અને તેના પ્રધાનાદિ પંચકનો ચાલ પેહેલા પ્રમાણેજ હતો અને તેઓ પ્રજાને ઘણો ત્રાસ દેતા હતા એવું પાછળ કહ્યુંછે. રાજ્યના જાગીરદાર અને જૂના કારભારી તથા સરદાર જૂદા જૂદા સ્થાનકોમ એકઠા થઇને વિચાર કરેછે એવું પાછળ જણાવ્યુંજછે જેવારે શુકલાક્ષ કૃતકૃત્ય થઇને રાજધાનીમાં આવી પોચ્યો તેવારે તે જાગીરદારોનો વિચાર પાકો થઈ રહ્યો હતો પૂર્વની પેઠે આપણી હાર ન થવી જોઇયે એવિષે

તેમણે ઘણો લક્ષ આપ્યો હતો જયપૂરમાં દશ બાર હજાર ફોજ હતી તેમાંથી પણ અર્ધી ફોજ ફૂટી ગઈ હતી ભયાનકનો નાનો ભાઇ વિશાલાક્ષ પણ પૂર્વેથી અધિક અનુકૂળ હતો ભયાનક આપણા પંચક સહિત વિલાસમાં નિમગ્ન થયાથી રાજ્યમાં શું થયુંછે તેની તેને ખબર પણ ન હોતી એ જાગીરદાર વગરે લોકોએ બીજે ઠેકાણે ફોજ એકઠી કરી રાખી હતી પછી સુમારે પચીસ હજાર ફોજ અમુક દિવસે મ્હોટા બંદોબસ્તથી નગરની આસપાસ આણવી અને ચારે મગ એકજ દિવસે હલ્લાં કરવી એવો તેણે બેત કર્યો આ કામમાં જૂનો પ્રધાન રાવબાહાદૂર વિશ્વાસરાવ મુખ્ય હતો તે નીતિમાન્ ચતુર દક્ષ અને મહાપ્રવીણ હતો કાલે આપણા નગર ઉપર હલ્લો થવાનોછે એવું રાજા અને પ્રધાનાદિક પંચકે જાણ્યું હતું જેવારે રાજાએ મદાંધ સેનાપતિને આપણી સેનાની કેવી અવસ્થાછે એવું પૂછ્યું તેવારે તેણે ઉત્તર દીધો કે મહારાજ આપ કાંઈ ચિંતા કરશો નહિ શત્રુઓના કડકે કડકા કરી નાખીશ એવું સાંભળીને રાજાને ધીરજ આવી અને તેણે તેને તયારી કરવાની આજ્ઞા કરી પછી તે ઘણું સારૂં એવું કહીને ચાલ્યો.

અહિં ગદાધર અને શુકલાક્ષાદિ કારભારીઓએ મળીને રાજાને કહીને જૂદે જૂદે ઠેકાણેથી ફોજ એકઠી કરવાને જાસુદ મોકલ્યો તે જાસુદ મોકલવાનો ઉપાલ્યો

ન હોતો જાસુદ પોચ્યો નહિ એટલામાં શત્રુની જૂદી જૂદી ફોજની ટોળિયો આવી પોચી તેમણે જાસુદોને પકડી લીધા. એવામાં મદાંધે સેનામાં આવીને સહુને તયાર થવાની આજ્ઞા કરી તેવેળાએ કેટલાએક પોત પોતાનાં હથિયાર શોધવા લાગ્યા. કેટલાએકનાં હથિયાર કટાઈ ગયાં હતાં તે ઊતરાવવાને શરાણિયાને આપવા ગયા. ઘણી તોપોપણ કટાઈ ગઈ હતી અને દારૂ ગોળાની પણ એવીજ અવસ્થા થઈ હતી એ પ્રકારે ફોજને તયાર થતાં પ્રાતઃકાળ થયો શત્રુની ફોજ આવીને બારણે ઉભી રહી અને તેમનાં વાજાના શબ્દ સાંભળીને ભયાનક અને તેના પ્રધાનાદિ પંચકને શરીરે કંપારો છૂટો. પછી કિલ્લાની વાડીના બંગલાની અગાશી ઉપર ચડીને શત્રુની સેના કેટલીક છે તે જોવા લાગ્યા. તેવારે અત્યંત સેના તેમની નજરે પડી સુમારે દશ હજાર ઘોડેશ્વાર અને પન્નર હજાર પાયદલ ચારે મગ હોકારા કરતું નગર પાસે આવેલું તેમણે દીઠું મદાંધ પણ જેવી તેવી દશ હજાર ફોજ લેઇને તેમની સામો જતો દીઠો પરંતુ શત્રુની ભયંકર સેના અને તેમનાં હથિયરાંનો ચકચકાટ અને વાજાના શબ્દ જોઇને એમના પેટમાં ફાળ પડી એટલામાં તોપોના શબ્દ થવા માંડ્યા એટલે લડાઇનો આરંભ થયો એવું તેમના મનમાં લાગ્યું. પછી રાજાએ ગદાધર અને શુકલાક્ષને મદાંધની

સહાયતામાં જવાની આજ્ઞા કરી મનમાં તો ઘણી બીક લાગી પણ શું કરે નીચે ઉતરી ઘોડા ઉપર બેશીને હિડતા થયા.

અહિ શત્રુની ફોજના માર આગળ રાજાની ફોજ ટકી નહિ હળવે હળવે જોધાઓ પાછળ ડગળાં ભરવા લાગ્યા કટાઈ ગયેલી તોપો અને તેવાજ દારૂ ગોળા આગળ તેમનો કાંઈ ઊપાય ચાલ્યો નહિ એવા-માં વળી ફૂટેલા માણસોએ તે પાછળજ ડગલાં ભરવા માંડ્યા એટલામાં પ્રધાન અને શુકલાક્ષ આવી પોચ્યા. તેમણે તે લોકોને ધમકાવીને આગળ થાઓ એવું કહ્યું તે સાંભળીને તેમણે પણ બીજીને ઉતર વાળયો કે દારૂ નથિ લડવા જેવાં હથિયાર નથિ આગળ જઇને અમે અમરથા મરિયે કે શું? તે સાંભળીને તેઓ ચૂપ થઈ ગયા. એટલામાં શત્રુની તોપો બંધ કરીને પાંચ હજાર ઘોડેશ્વાર આગળ આવ્યા તેમનું ભયંકર સ્વરૂપ જોઇને આવ્યારે આવ્યા એવું કહીને રાજાની ફોજ જીવ લેઇને નાઠી જેનાથી જેમ જવાય તેમ જતા રહ્યા સહુકોએ પોતપોતાનાં હથિયાર ફેકી દીધાં એવી અવસ્થા જોઇને ગદાધર શુકલાક્ષ અને મદાંધ એટલાઓએ ઘોડાઓ છોડી દેઇને કિલ્લાની વાટ ઝાલી છેક ગભરાઈ ગયા અને શત્રુના હાથમાં ન આવતાં કિલ્લામાં કેમ જઈ પોચાશે એવી ચિંતામાં પડ્યા એ-

ટલામાં શુકલાક્ષની પાઘડી પડી ગદાધરની પાઘડીના આંટા ઊકલીને ગળે આવ્યા પણ તે ઉપર લક્ષ ન દેતાં તે ઘોડો હાકીને આગળ ચાલ્યો એટલામાં મદાંધ ઘોડા ઉપરથી નીચે પડ્યો પછી શું કહેવાનું પાઘડી એક મગ પડી અને જોડો એક મગ પડ્યો બધું શરીર ધૂળમાં રગદોળાયું અને ઘોડો નગર ભણી નાશી ગયો એવી આવસ્થા થઈ પણ તે પાઘડી ઘોડો અને જોડાની શોધ ન કરતાં તેવોજ માર્ગે દોડી ગયો આવો ચમત્કાર જોઇને રાજાને ઘણું માઠું લાગ્યું અને હાર થઇ તેથી આપણી કેવી દશા થશે એવી ચિંતામાં તે પડ્યો ગદાધર શુકલાક્ષ અને મદાંધ એટલાની ચમત્કારિવાત બની તે જોઇને લોકોનાં હસતાં હસતાં પેટ ફુલ્યાં.

અહિ સર્વ ફોજ નાસી છુટી તે જોઇને જુનો પ્રધાન વિશ્વાસરાવ પાંચ હજાર અશ્વાર લેઇને આગળ આવ્યો. અને બોલ્યો કે તમે નાસશો નહિ કોઇને વ્યર્થ મારી નાખવા અમે આવ્યા નથિ એવું કહીને તેણે સર્વના જીવને ધૈર્ય આપ્યું, અને તેજપ્રમાણે નગરમાં પણ ચોકી મુકીને કોઇયે અમારાથી બીવું નહીં એવું કહેવરાવ્યું. પછી સુમારે બે હજાર સ્વાર લેઇને તે કિલ્લા ભણી ગયો ગદાધર શુકલાક્ષ અને મદાંધ એટલાં જણોએ કિલ્લામાં પેસીને દરવાજો બંધ કરાવ્યો હતો પણ તેમનાજ સિપાઇયો ફુટેલા હતા માટે દરવાજો

ઉઘડતાં કાંઈ અડચણ પડી નહિ. એ લોકો અંદર પેઠા એટલે રાજા અને તેમના પ્રધાન પંચકના મુખનું તેજ ઊતરી ગયું પછી વિશ્વાસરાવે સહુને પકડીને કેદ કરયા રાજાને પણ બંદિવાન કર્યો અને એની પાછળ ચોકી પોરો મુક્યો બાકીના સહુકોને પગે બેડીયો ઘાલીને બંદિખાનામાં મોકલ્યા. પછી વિશાલાક્ષને ગાદી ઉપર બેસારીને સર્વ ઠેકાણે તેના નામનાં જાહેરનામાં ચોડ્યાં અને તે દીવસે મ્હોટી ઉજાણી કરવાનો ડંકેરો પીટાવ્યો લોકોએ પણ મ્હોટા આનંદથી તે દિવસ કહાડ્યો.

અહિં શાંતવર્મા અને ધનશંકર ઇરાવતીમાં જઈ પોચ્યા તહિં તેમણે ઉપર લખેલી વાત સાંભળી પછી તેમની બીક જતી રહી અને હવે આપણો યથાયોગ્ય ન્યાય થશે અને આપણો સર્વસ્વનો નાશ કરનારાનું ધારચા પ્રમાણે શાસન થશે એવું મનમાં આણીને તેમને અતિશય આનંદ થયો એ ઇરાવતીમાં આવી પોચ્યા તેની પુર્વે વિશાલાક્ષને પાટે બેઠાને ચાર દિવસ થયા હતા ઇરાવતીમાં આવીને શાંતવર્માએ આપણને ઇશ્વરે સારા દિન દેખાડ્યા એવું જાણીને ઘણું દાન પુણ્ય કરયું નગરીના લોકોને પણ અતિશય આનંદ થયો તેમણે પણ ઉત્સવ કર્યો પછી વાર ન કરતાં ધનશંકર અને સોમદત્ત નીકળીને જયપુરમાં ગયા અને એકાંતમાં વિશ્વાસરાવ પ્રધાન સાથે વાતો કરીને તેને થયેલીવાત કહી

તે સાંભળતાં તેના શરીરનાં રૂવાં ઉભાં થયાં ધનશંકરના અંતઃકરણમાં ઘણી દયા ઉત્પન્ન થઇ પછી તેણે તેને રાજા પાસે લીધો પછી તેણે તેને જોઇને કહ્યું કે આ મરેલો જીવતો ક્યાંથી થયો એવું રાજાને મ્હોટું આશ્ચર્ય લાગ્યું પછી વિશ્વાસરાવે સર્વ વાત રાજાને કહી તે સાંભળતાં રાજાની અને વિશ્વાસરાવની આંખ્યોમાંથી આશુની ધાર ચાલી વિશાલાક્ષને કૃતઘ્ન શુકલાક્ષ ઉપર ઘણે ક્રોધ ચડ્યો. પછી તેણે ધનશંકરને કહ્યું કે ચિંતા કરશો નહિ જેણે તમારી માઠી દશા કરી તેની હવે માઠી દશા થશે એમાં સંશય નથિ એવું કહીને તેણે વિશ્વાસરાવને ભદ્રાક્ષને કેદ આણવા વિષે આજ્ઞા કરી અને એ કામમાં જે બીજા અપરાધી અને સાક્ષીદાર હોય તે સહુને યથાયોગ્ય રીતિયે આણીને સહુ ખટલો તયાર કરવાનું કામ પણ તેને સાપ્યું પછી સહુ મ્હોટા આનંદથી તહિંથી નીકળીને પ્રધાનને ઘેર ગયા પછી તેણે ભદ્રાક્ષને કેદ કરીને આણવા વિષે પત્ર લખીને જાસુદને આપીને રવાને કર્યો અને ફતેસિંહને કેદ કરીને આણવાનો પત્ર લખેછે એટલામાં ધનશંકરે કહ્યું કે આ કામમાં સર્વ માહિતી તેનેછે માટે તે જો સાચી વાત કહેશે તો તેનો અપરાધ ક્ષમા કરાશે એવા હેતુથી મે તેના બાપને મોકલ્યોછે માટે તે આવ્યા પછી જેવું આ કહેશો તે પ્રમાણે કરીશુ તે સાંભ-

ળીને પ્રધાને માન્યું પછી ધનશંકર અને સોમદત્ત પોતાના ઊતારા ઊપર આવ્યા.

હવે એ બેહુજણ ઉતારે આવીને બેઠાછે એટલામાં ગુલાબસિંહ ફત્તેસિંહને લેઇને તહિં આવ્યો તેના મુખનું તેજ ઉતરી ગયું હતું ધનશંકરને જોઇને તેણે તેના પગમાં માથું મુક્યું અને બોલ્યો હું અપરાધીછું બીજાના કહ્યાથી મેં ન કરવાનાં કામ કરયાંછે હવે આપ જે મને કહેશો તે હું કહીશ પણ મારો જીવ આપ બચાવો પછી ધનશંકરે તેને ધીરા દાધી. પછી કહ્યું કે તું સાચી વાત કહીશ તો તારો અપરાધ ક્ષમા કરવામાં આવશે પછી તેણે ચીઠાઓ આણીને મૂકી હતી તે વાત માની અને શુકલાક્ષે મુકતમાલાને મારવામાટે મારો મોકલ્યો તેણે તેને ગુહામાં ઘાલીને દાસી મારી અને તેના હાથ પગ કાપી લેઇ આવ્યો તે અદ્યાપિ બંદિખાનામાંછે અને મુકતમાલાને તેણે ભદ્રાક્ષને મળીને ઉજયિનીમાં પેટીમાં ઘાલી પુરી અને તેના છોકરાને ક્ષિપ્રાનદીના ધરામાં લેઇને નાખ્યો એ કામમાં તેનો બીજો ચાકર તેની સાથે હતો તે પણ હાલ બંદિખાનામાંછે તેની પાસે પણ હું સાક્ષી પુરાવીશ એવું પણ તેણે કહ્યું એવાં શુકલાક્ષ મહારાજનાં કામ તેને કાને આવ્યાં ન હોતાં તે સાંભળીને તેના ક્રૂર સ્વભાવનું તેને મ્હોટું આશ્ચર્ય લાગ્યું પછી તેને પ્રધાન

ભણી ફતેસિંહને લેઇને તેની પાસે તેના મુખથી સહુ મનાવ્યું પછી આ આપરાધીછે એવું જાણીને તેને બંદિખાનામાં નંખાવ્યો પછી નગરમાં તથા બહારનાં ગામોમાં શુકલાક્ષ અને ભદ્રાક્ષે અમુક અમુક કામ કર્યું માટે તેની ચોકશી અજથી પંદરમે દિવસે થશે એવાં જાહેરનામાં ચોઢાવ્યું એમની ઉપર અગર ભયાનકની મંડળી ઊપર કોઇને ફર્યાદ કરવી હોય તો ઉપર લખેલી મુદતની અંદર કરવી. એવું પણ તે જાહેરનામામાં લખ્યું હતું એ જાહેરનામાને આઠ દિવસ થયા નહિ એટલામાં ઘણા ફર્યાદી આવ્યા; પરંતુ શુકલાક્ષ અને ભદ્રાક્ષ ઉપર બીજી ફર્યાદ થઈ નહિ.

ધનશંકર જીવતોછે એવી વાત રાજના લોકોએ સાંભળી એટલે તેમને ઘણો આનંદ થયો અને વિલક્ષણ પ્રકારની ચોકશીનો ચમત્કાર જોવા માટે વેગળેના ઘણા લોકો જયપુરમાં એકઠા થયા શાંતવર્મા પણ સહુ બટલો લેઇને તહિં આવ્યો નગરની બાહર મ્હોટો મંડપ બંધાવવાનું કામ ચાલતુંજ હતું. હજારો લોકો તહિં જોવા મળચા હતા જેની જેવી યોગ્યતા તેને તે પ્રમાણે બેસવાની ગોઠવણ કરી હતી. મધ્યે રાજાનું સિંહાસન મૂક્યું હતું અને બેહુ બાજુએ વાદી પ્રતીવાદી ઉભા રહે અને તેમને સહુલોકો દેખે એટલામાટે તેમની જગા કાંઇક ઉંચી કરી હતી તેની પાસે બીજી

એક ઉંચી જગા કરી હતી તેમાં પડદો બાંધ્યો હતો. તેમાં સ્ત્રીઓને ઉભી રાખી હતી એ જગામાં મુક્તમાલા ભાગ્યશીલા અને ધનશંકરની મા એટલામાં ઉભાં રહ્યાં હતાં ઠરાવેલે દિવસે બાર ઉપર એક વાગતાં કામ ચાલ્યું આપણને સારી જગા મળે એવા હેતુથી દશ વાગ્યા પછી તહિં લોકો એકઠા થવા માંડ્યા સુમારે બાર વાગતાં તહિં ભારી ગર્દી થઈ એટલામાં વિશ્વાસરાવ પ્રધાન તહિં આવ્યો અને તેણે સહુ કારકુન લોકોને વ્યવસ્થા પૂર્વક બેસારીને ઠામે ઠામે શિપાઈ મુકીને સારો બંદો-બસ્ત કરવાનો હુકમ કર્યો. મુક્તમાલા આદિક સ્ત્રીઓ પોતાની જગાએ આવીને બેઠી સુમારે પચાસ હજાર માણસો બેસે એવી તજવીજ કરી હતી. પણ બેસવાને જગા ન મળ્યાથી હજારો લોક પાછળ ઉભા હતાં રાજાના સિંહાસનની બેહુ બાજુએ જાગીરદાર કારભારી અને સરદાર ઈત્યાદિ સંભાવિત લોક બેઠા હતા તેમના રૂડા સ્વભાવ જોઇને સહુકોને મ્હોટો આનંદ થયો એટલામાં નાગી તરવારો હાથમાં લેઇને સિપાઈઓ અપરાધી લોકોને તહિં લઇ આવ્યા તેમના ભણી સહુ જોવા લાગ્યા આગળ શુક્લાક્ષ અને પાછળ ભદ્રાક્ષ હતો અને તેમની પાછળ પંચાક્ષરી બાવો હતો તેની પાછળ ફતેસિંહ હતો અને તેની પાછળ શુક્લાક્ષનો ચાકર હતો એટલા લોક તે સમાજમાં આણ્યા પછી

પ્રધાને તેમને તે ઉચી જગાઊપર અનુક્રમે ઊભા કરયા એટલું થાયછે એટલામાં ઉત્તમ પ્રકારના પોષાગ પેહેરીને આગળ શાંતવર્મા અને પાછળ ધનશંકર તેની પાછળ સોમદત્ત તેની પાછળ ગુલાબસિંહ, અને ભદ્રાક્ષે બેટમાં મુકતમાલાની સેવામાં મૂકેલા બે ચાકર એટલા સહુ તે સમાજમાં આવ્યા. પછી વિશ્વાસરાવે મ્હોટો આદર કરીને ઠરાવેલે સ્થાને તેમને બેસારયા. એટલામાં રણસિંગાનો નાદ અને છડીદારનો પોકાર થવા લાગ્યો તે સાંભળીને વિશાલાક્ષ રાજાની અશ્વવારી આવી તે ઘોડાં ઉપરથી ઊતરીને એ સમાજમાં પેસેછે એટલામાં સહુ લોક ઉઠીને ઊભા રહ્યા અને રાજાનું નામ લેઇને સહુકોએ જય જય શબ્દ કરયો. નમસ્કાર અને સલામો લેતો લેતો રાજા આવીને સિંહાસન ઊપર બેઠો. ત્યારે મગ જોતાં સુંદર સમાજ દીઠો તેથી તેના મનમાં ઘણો આનંદ થયો પછી શુકલાક્ષ અને ભદ્રાક્ષ ભણી જોતાં તેમણે નીચે જોયું. સારો બંદોબસ્ત કરેલો તેથી કોઈ ગડબડ કરતું ન હોતું પછી પ્રધાને રાજાપાસે જઇને નમસ્કાર કરીને મ્હોટી નમ્રતાથી વનંતિ કરી કે બંદિવાનો ભણી આંગળી કરીને આ ત્રણ જણાએ જે ઘોર કામ કરયું તે રાજાને અને સહુ લોકોને કહી સંભળાવવું માટે સોમદત્ત આજ્ઞા માગેછે એવું કહીને તે ઉભો હતો તેણી મગ આંગળી

કરી પછી રાજાએ થોડું હશીને તેને આજ્ઞા આપી પછી તેણે રાજાને નમસ્કાર કરીને સહુઅથ ઇતિ કેહેવાનો આરંભ કર્યો તે નીચેછે.

હાથ ઉભો કરીને સાંભળો સાંભળો એમ કહયુ. એટલે થોડો ગડબડાટ થયો હતો તે મટી ગયો. પછી પેહેલા બંદિવાન ભણી આંગળી કરીને તે બોલ્યો આ શુકલાક્ષને ઘણા લોકો ઓળખતા હશે આ (શાંતવર્મો ભણી આંગળી કરીને) આમનો પિતરાણ ભત્રીજો થાયછે એમણે આને બાળપણથી પાળીને વિદ્યા શીખવીને પરણાવ્યો અને દંપતીને દશ હજારનું ઘરેણુ કરાવ્યું પોતાને પેટ કાંઈ છોકરૂં નહિ માટે તેને દત્તક કરવાનો એમના મનમાં વિચાર હતો પરંતુ વૃદ્ધાપણુમાં એક દીકરી અવતરી એટલે તે વિચાર બંધ કર્યા પણ તેનું ભલુ કરવાને જમાઈ પાસે મ્હોટો રોજગાર કરી અપાવ્યો એમનો જમાઈ ધનશંકરછે તે બીજો પ્રધાનછે તે તો સહુકો જાણેછે હવે સર્વ દોલત પોતાને મેળવવી માટે તેણે કેવાં કેવાં ઘોર પાપ કરયાં તે સાંભળો ભયાનક મહારાજ અને તેમની દુષ્ટ મંડળી એમને પકડવાનો વિચાર કેટલાએક પરોપકારી લોકોએ કરયો હતો તે વાત ધનશંકરને હેરકે ધનશંકરને કહી પછી તેણે હજાર સ્વાર શુકલાક્ષને આપીને તેને રાજાની મદદ કરવા મોકલ્યો. પછી શુકલાક્ષે રાજાને એવું કહયું

કે બંડની વાત તમારે ચાકરે આણી અને બીજો પ્રધાન ધનશંકર બંડમાં સામિલ છે એવું તે બંડના બંદિવાનોને ફોડીને તેમની પાસે કહેવરાવ્યું પછી બંડની ચીટીઓ લખીને ફતેસિંહપાસે ધનશંકરના ઘરમાં મુકાવી. એનો બાપ ગુલાબસિંહ એ ધનશંકરનો ચાકર છે માટે તેને એ કામ કરતાં કાંઈ અડચણ પડી નહિ પછી રાજાએ અવિચારથી ધનશંકરને બંદિખાને ઘાલ્યો. પછી તે કૃતઘ્ન બંદિવાને આ ત્રીજા બંદિવાનને મુક્તમાલાને ઠાર મારવા ધારાવતીમાં મોકલ્યો તેણે બંદિખાને પડેલા પતિને હું કાડી આવું એવી વાત બોળી સ્ત્રીને કહીને તેને એક દાસી સહિત નગર બાહરી કહાડી. અને આઠ દિવસની વાટ ઉપર લેઇને એક ડુંગરની ગુહામાં પૂરી મૂકી પછી તેણે દાસીને ઠાર મારીને તેના હાથ પગ લેઇને શુકલાક્ષને દેખાડ્યા તેવામાંજ શુકલાક્ષે ધનશંકરની મરવાની વાત ફેલાવીને તેને રાત્રીયે નદીના ધરામાં આણાવીને ફેકી દેવરાવ્યો પરંતુ તહિં કોળીલોકો માંછલાં મારતા હતા તેમણે ધનશંકરને બાહર કહાડ્યો તેથી તેના પ્રાણ બચ્યા આ કૃતઘ્ન મનમાં તો હુ કૃતકૃત્ય થયો એવું લાગ્યું પિતરાઈ કાકાનો જમાઇનો અને દીકરીનો પ્રાણ લેતાં સર્વ દોવલત આપણને મળશે એવું તેણે ધાર્યું પરંતુ પંચાક્ષરી બાવાએ હાથ પગ આણ્યા તે જોતાં તે દાસીના

નીકળ્યા પછી બાવાએ પોતાની પાપવાસનાથી જે કપટ કરયું હતું તે બાવા પાસેજ કબુલ કરાવ્યું પછી તે મરી નથિ એવું જાણીને આ કૂતરા જેવો તે ગુહામાં ગયો તે બિચારી તે ગુહામાં શોક કરતી કરતી હતી છેલી વારે એક વાર મળી તહિંથી ડુંગરાની પાછળ થઇને પાર પડી તેજ દિવસે એપણ તે માર્ગે થઈ તેની પાછળ ગયો અને તે બીતી બીતી રાત્રીયે જતી હતી તેને આંતરવા લાગ્યો તે વેળાએ તે બરકા પડવાં લાગી એવામાં ગુલાલસિંહ આવી પોચ્યો તેણે એ કૃતઘ્નને લાત મારીને હેઠે પાડ્યો અને એને કાળના મુખમાંથી વચ્યાવી પછી તે તેને ઉજયિનીમાં લેઈ ગયો તહિં એક મુગાબાઈ કરીને લાંબી સગીછે તેને ઘેર તે જઇને રહી તહિં તેને છોકરો અવતર્યો તે મુગાબાઇનો ભાઈ આ બાજે બંદિવાન ભદ્રાક્ષછે એણે પોતાની પાપવાસના તૃપ્ત કરવામાટે તે અનાથને ઘણો ત્રાસ દીધો તેવામાં શુક્લાક્ષ પણ કાકાને ઘેર જઇને વાતોમાં મ્હોટું દુઃખ જગાવીને મુક્તમાલાનો શોધ કરવામાટે બે હજાર રૂપિયા લેઇને ઉજયિનીમાં જઈ પોચ્યો હુંપણ તેનો શોધ કરવામાટે તેજ વેળાએ ઉજયિનીમાં ગયો હતો મુગાબાઇને ઘેર આપણો નિભાવ થતો નથિ એવું સમજીને એક દિવસે સાયંકાળે ત્રણ મહિનાનો છોકરો ખાંધ ઊપર મૂકીને ગુલાબસિંહની બેહેન

તહિંથી એક ગાઉ ઉપરના ગામડામાં રહેતી હતી તેનેઘેર જવા નીકળી કર્મધર્મ સંયોગે કરીને તેને માર્ગમાં હું મળયો પછી હું તે આનંદના પુરમાં તેને મળવા પાસે જતો હતો એવામાં આ કર્મચંડાળ ભદ્રાક્ષે મને ગોદો મારીને હેઠો પાડ્યો અને તેને છોકરા સહિત ઊચકીને ગાડીમાં ઘાલીને લેઈ ગયો પછી તેને એક બાગના બંગલામાં રાખી. પછી શુકલાક્ષ અને ભદ્રાક્ષ બેહુજણ એકઠા થયા અને તેમણે મુકતમાલાના છોકરાને ઊચકી લાધો તો પણ તે કબુલ થઈ નહિ ત્યારે તેને ખાણામાં અફીણ ઘાલ્યું પછી રાત્રિયે પેટીમાં ઘાલીને પૂરી દીધી આ કામમાં ભદ્રાક્ષે પોતાની પાપવાસના તૃપ્ત કરવામાટે એક ઠગાઈ કરી અને મુકતમાલાને પેટીમાં ઘાલીને તેણે ઠેકાણે કોઈ બીજી સ્ત્રીને ઘાલી અને તેને પુરી દીધી મુકતમાલા મરી ગઈ એવું શુકલાક્ષ સમજયો પછી બીજે દિવસે તેણે તે બાલકને એક ગાઊ વેગળે જઇને ક્ષિપ્રાનદીના ધરામાં ચાકર પાસે નંખાવ્યો પરંતુ તે ચાકરને દયા આવ્યાથી તેણે બાળકને નદીને કાંઠે મૂકીને કેવળ પથરોજ નદીના ધરામાં ફેંકી દીધો. અંધારી રાત્રિ હતી માટે શુકલાક્ષના જાણવામાં તે વાત આવી નહિ તેજ દિવસે પનઘટઉપર ગુલાબસિંહની બેહેન પાણી ભરવા ગઈ તેવારે તેને મુકતમાલાનો પુત્ર મળયો હવે ભદ્રાક્ષે મુકતમાલાને ઊજયિનીથી

સુમારે દશ ગાઉ ઊપર નદીના મધ્ય ભાગમાં એક બેટછે તહિં આણીને રાખી. તહિં આસપાસ અને બેટમાં ભયંકર અરણ્ય હતું તેમાં કોઈ માણસનો સંચાર ન હોતો આઠ દિવસોમાં એકવાર તેનો ચાકર જઈને તેના ખાવા પીવાનો બંદોબસ્ત કરતો હતો હવે મને ધોદો મારીને પાડચા પછી કેટલેએક દિવસે એનીજ પાસે ફર્યાદ કરવા ગયો આ તહિનો મામલેદાર હતો માટે કાંઇક તજવીજ કરશે એવું મારા મનમાં હતું પરંતુ એજ નિર્દય આ કામમાંછે એવું મારા જાણવામાં ન હતું એણે મારી વાતતો ન સાંભળી અને મનેજ ઊચકીને બંદિખાને ઘાલ્યો પછી એની બદલી થયા પછી મ્હોટી યુક્તી કરીને હું તહિથી છૂટચો અને તહિથી બે ગાઉ નદીએ ઉતાર હતો તહિં જઈ પોચ્યો નદીએ પૂર આવ્યું હતું. તેમાં નાવ બૂડે એવું હતું માટે નાવ ચલાવનારાઓની છાતી ચાલતી નહિ પછી તેમને સહુકોએ બમણા પૈસા આપવાનું કબુલ કરયું ત્યારે તેમણે નામ ચલાવ્યું ઘણા માણસો ભરાયાં અને નાવ ચાલતાં વાયુ છૂટચો તેણે કરીને વચમાં જતાં નાવ બૂડ્યું બૂડતાં બુડતાં મારા હાથમાં એક વળો આવ્યો તેને આધારે હું બેટમાં જઈ પોચ્યો ઇશ્વરની કરણી અગાધછે એમાં કાંઈ સંશય નથિ એ બેટમાં મુકત-માલાને હું જઈ મળચો પછી હું તેને તહિથી લેઇને

નીકળ્યો ત્યાર પછી મથુરાંની વાટે જતાં શાંતવર્માનો સમાગમ થયો તે ત્રાસીને યાત્રા કરવા જતા હતા તેમનો મેળાપ થયો ત્યાર પછી સહુકોને કેવો આનંદ ઉત્પન્ન થયો તે સહુકોના જાણવામાં આવશે પછી ધનશંકર રાવ સહુકોનો વિયોગ થયો એવું જાણીને વેરાગી થઇને ચાલતા થયા હતા તે પણ માર્ગમાં મળી ગયા પછી ગુલાબસિંહ છોકરાને લેઇને ઇરાવતીમાં જતો હતો તેમનો પણ વાટમાં મેળાપ થયો પછી મ્હોટા આનંદથી સહુ ઇરાવતીમાં આવ્યા પછી રાજ્યમાં ફેર ફાર એવી આનંદની વાત સાંભળી પછી વિલંબ ન કરતાં પ્રધાન અને રાજાને આવી મળ્યા પછી તેમણે ન્યાય કરીને આજનો પ્રસંગ આણ્યો આ પ્રકારનો દુઃખકારક ઇતિહાસ સાંભળીને સહુકોને માઠું લાગ્યું કેટલાએકની આંખ્યોમાંથી આંસુની ધારાઓ ચાલી તે અપરાધી લોક યમદૂત જેવા સહુકોની નજરમાં આવ્યા હવણાજ તેમની માઠી અવસ્થા કરીને તેમને ઠાર મારવા એવું સહુ લોકોએ કહ્યું.

એ સહુ વૃત્તાંત સાંભળીને રાજાને ઘણી રીસ ચડી પછી તેને પ્રધાન પાસે અપરાધીયોને કહેવરાવ્યું કે આ કહ્યું તે ઉપર તમારે કાંઈ બોલવાનુંછે પણ સહુ સાક્ષી તયાર હતા તેથી તે કોઈ કાંઈ બોલી શકયા નહિ નીચે મુખ કરીને સહુ રડવા લાગ્યા

પ્રધાને પુછ્યું ત્યારે તેમણે કાંઈ બોલવાનું નથિ એવું કહ્યું પછી રાજાએ પ્રત્યેકને દંડ દીધો તે નીચે પ્રમાણેઃ— શુકલાક્ષના હાથ પગ બાંધીને પંદર દિવસ પર્યંત ગળા બરાબર છાણમાં અને લીંડીઓમાં પૂરી રાખવો પછી તેને હાથીના પગ તળે કચારાવી નાંખવો ભદ્રાક્ષને ઉજયિનીમાં લેઈ જઈને તેનાં માઠાં કામ સહુકોને જાહેર કરવાં અને તેને તહિંજ ફાંસી દેવી. પંચાક્ષરી બાવાને તો હવણાંજ ફાંસી દેવી બાકીના સાક્ષીદારોએ ખરી સાક્ષી પુરી માટે તેમને છોડી દેવા એવો હુકમ થયો એટલે તે લોકો દેખતાં બાવાને ફાંસીએ ચડાવ્યો પછી રાજાએ ધનશંકરને બીજા પ્રધાનની જગા આપી અને જપત કરેલી સહુ વસ્તુઓ પાછી આપવાનો હુકમ કર્યો અને જેમના ઉપર વિનાકારણે જુલમ થયો હતો તેમની પણ તેમની પેઠે વ્યવસ્થા કરી પછી પૂર્વે પ્રમાણે નીતિથી રાજય કારભાર ચાલવાનો આરંભ થયો તે જોઇને સજા પ્રહુ સુખ પામીને આનંદથી વર્ત્તવા લાગી શાંતવર્માએ જમાઇના અને દીકરીના વચારથી આપણી સહુ સંપત્તિ અને જાગીર સોમદત્તને આપી ધનશંકરે જે લોક આપણા સંકટ સમયે ઉપયોગી થયા હતા તેમનું સારી રીતે કલ્યાણ કર્યું પછી સહુ મ્હોટા આનંદમાં વર્ત્તવા લાગ્યા.

સમાપ્ત.